॥ श्रीहरिः ॥

# આદર્શ સમ્રાટ

## આદર્શ રાજશિક્ષા

(પસંદ કરેલાં પ્રસિદ્ધ સમ્રાટો, રાજાઓ, શાસકો, રાણીઓ વગેરેનાં સોળ ચરિત્રો)

आदर्श सम्राट ( गुजराती )

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥

લેખક–ઠા. સુદર્શનસિંહ

**पुस्तकें यहाँ भी उपलब्ध हैं—**

**गीताप्रेस, गोरखपुरकी पुस्तक-दूकान**

१-सूरत— 2016, वैभव एपार्टमेन्ट, भटार रोड, नूतन निवासके सामने
✆ ( 0261 ) 2237362, 2238065

२-मुम्बई— 282, सामलदास गाँधी मार्ग ( प्रिन्सेस स्ट्रीट, मरीन लाईन्स स्टेशनके पास )
✆ ( 022 ) 22030717

३-नागपुर— श्रीजी कृपा कॉम्प्लेक्स, 851, न्यू इतवारी रोड ✆ ( 0712 ) 2734354

४-जलगाँव— 7, भीमसिंह मार्केट, रेलवे स्टेशनके पास ✆ ( 0257 ) 2226393, 2220320

५-औरंगाबाद— रेलवे स्टेशन, प्लेटफार्म नं० १

६-हैदराबाद—दूकान नं० 41, 4-4-1, दिलशाद प्लाजा, सुल्तान बाजार
✆ ( 040 ) 24758311, 66758311

**सं० २०७५ सातवाँ पुनर्मुद्रण २,०००**
कुल मुद्रण २३,०००

❖ **मूल्य—₹ ८**
**( आठ रुपये )**

प्रकाशक एवं मुद्रक—

**गीताप्रेस, गोरखपुर—२७३००५**

**( गोबिन्दभवन-कार्यालय, कोलकाता का संस्थान )**

फोन : **( ०५५१ ) २३३४७२१, २३३१२५०, २३३१२५१**

web : **gitapress.org** e-mail : **booksales@gitapress.org**

**गीताप्रेस प्रकाशन gitapressbookshop. in से online खरीदें।**

॥ શ્રીહરિ: ॥

# અનુક્રમણિકા

# સમ્રાટ અશોક

ચંદ્રગુપ્ત મૌર્યનો પુત્ર બિંદુસાર અને તેનો પુત્ર અશોક હતો. પોતાના પિતાના મૃત્યુ બાદ અશોક મગધના રાજા થયા. બાળપણથી જ તે ઘણા તેજસ્વી અને ઉગ્ર સ્વભાવના હતા. સિંહાસન પર બેસતાં જ તેમણે રાજ્ય-વિસ્તાર કરવાનો પ્રારંભ કર્યો. કમ્બોજથી દક્ષિણ ભારતના કર્ણાટક સુધી અને બંગાળથી કાઠિયાવાડ સુધી પૂરા ભારતવર્ષમાં થોડા જ સમયમાં તેમના રાજ્યનો વિસ્તાર થઈ ગયો. પરંતુ કલિંગ (ઓરિસ્સા)એ તેમનું આધિપત્ય સ્વીકાર્યું નહિ. અશોકે કલિંગ પર ચઢાઈ કરી. ત્યાંના સૈનિકો ઘણા શૂરવીર હતા. તેઓ ઘણી વીરતાથી લડતા રહ્યા. જો કે છેવટે અશોકનો વિજય થયો; પરંતુ આ યુદ્ધમાં એટલા બધા સૈનિકો માર્યા ગયા હતા કે તેમની લાશોનો ઢગલો જોઈને અશોકનો હૃદય-પલટો થયો. ત્યાં જ તેમણે ભવિષ્યમાં યુદ્ધ ન઼હિ કરવાનો સંકલ્પ કર્યો. કેટલાક દિવસો પછી બૌદ્ધ-ભિક્ષુકોના સંપર્કમાં આવવાથી અશોકે બૌદ્ધ-ધર્મ સ્વીકારી લીધો.

બૌદ્ધ-ધર્મ સ્વીકાર્યા બાદ અશોકે પોતાની સમગ્ર શક્તિ ધર્મ-પ્રચારમાં લગાવી દીધી. તેઓએ સ્થળે-સ્થળે પથ્થરના થાંભલા બનાવડાવ્યા અને તેના પર બૌધ-ધર્મનો ઉપદેશ

કોતરાવ્યો. મોટા-મોટા પથ્થરો પર સાધારણ સદાચાર સંબંધી નિયમ કોતરાવ્યા. બૌદ્ધ-ધર્મના પ્રચાર માટે તેઓએ કર્મચારીઓની નિમણૂક કરી. તેમનો પુત્ર મહેન્દ્ર અને પુત્રી સંઘમિત્રા ભિક્ષુક બનીને લંકામાં બૌદ્ધ-ધર્મના પ્રચાર માટે ગયાં. સુદૂર ચીન જેવા દેશો સુધી અશોકે ધર્મ-પ્રચારકો મોકલ્યા.

બૌદ્ધ-ધર્મના પ્રચારમાં સંલગ્ન હોવા છતાં પણ અશોકે બીજા કોઈ પણ ધર્મને અન્યાય કર્યો નહિ. તેઓ બીજા ધર્મોનો આદર કરતા હતા. દાન ઈત્યાદિમાં કોઈ પણ પ્રકારનો ભેદભાવ કરવામાં આવતો ન હતો. કોઈને પણ બળજબરીથી બૌદ્ધ બનાવવો તેમના સમયમાં ગુનો માનવામાં આવતો હતો.

લોક-ઉપકારી કાર્યો કરવામાં અશોક હંમેશાં સંલગ્ન હતા. તેમના તરફથી મનુષ્યો અને પશુઓ માટે સ્થળે-સ્થળે ચિકિત્સાલય ખોલવામાં આવ્યાં, સડકોના કિનારે ઘટાદાર વૃક્ષો રોપવામાં આવ્યાં. કૂવાઓ અને સરોવરો ખોદાવવામાં આવ્યાં.

અશોકે હુકમ કરેલો હતો કે જ્યારે તેઓ રાતે ઊંઘતા હોય, તે સમયે પણ કોઈ પ્રજાજન ન્યાયની માગણી કરતો તેમની પાસે આવવાનું ઇચ્છે તો તેની સૂચના તરત જ આપવી.

કાશ્મીર, ગાન્ધાર, લંકા, બર્મા, પૂર્વનાં દ્વીપસમૂહો, સીરિયા અને મિસર સુધી અશોકે પોતાના સંદેશ-વાહકો મોકલ્યા અને એ દેશોમાં બૌદ્ધ-ધર્મનો પ્રચાર કરાવ્યો. અશોકનું શાસન ઘણું જ વ્યવસ્થિત અને ઉદાર હતું. પ્રજા ખૂબ સુખી હતી. પ્રજામાં સત્ય, સદાચાર, ધાર્મિકતાનો પ્રચાર તથા પ્રતિષ્ઠા થાય, એ અશોકે પોતાના શાસનનું લક્ષ્ય બનાવી દીધું હતું.

# સમ્રાટ અશોકનો બોધ

હિંસા સભી પાપકા મૂલ ।
યહી ધર્મકે હૈ પ્રતિકૂલ ॥

યુદ્ધ જગતમેં બડા અનર્થ ।
યુદ્ધ-વિજય ભી કેવલ વ્યર્થ ॥

બચ્ચોંકો કર પિતા વિહીન ।
અબલાઓંકો પતિસે હીન ॥

લાશોંસે ધરનીકો પાટ ।
ભલા કૌન સુખ લોગે ચાટ ॥

બઢી શત્રુતા પાયા શાપ ।
ઐસી વિજય વિજય યા પાપ ?

સચ્ચી વિજય દયા હૈ ભાઈ !
દયા ધર્મ સબસે સુખદાઈ ॥

શાન્તિ દયામેં હી બસતી હૈ ।
દયા ચાહતી સબ જગતી હૈ ॥

સબ પર કરો દયા, સુખ પાઓ ।
સબકો અપના બન્ધુ બનાઓ ॥

કરો ન ક્રોધ કિસીપર ભૂલ ।
દુઃખ કરો સબકે નિર્મૂલ ॥

દો સબકો સુખ-સુવિધા દાન ।
તુમ ભી પાઓ શાન્તિ મહાન્ ॥

~~■~~

# સમ્રાટ સમુદ્રગુપ્ત

જ્યારે ચંદ્રગુપ્ત ઈ. સ. ૩૧૯માં મગધની ગાદી ઉપર બેઠો ત્યારે મગધ ઘણું નાનું રાજ્ય હતું. ચંદ્રગુપ્તે પોતાની તાકાતથી તેને પ્રયાગ સુધી વધારી દીધું. તેમના મૃત્યુ પછી તેમનો પુત્ર સમુદ્રગુપ્ત ઈ. સ. ૩૩૫માં સિંહાસને બેઠો. આટલો પ્રભાવશાળી રાજા કોઈ પણ દેશમાં સેંકડો વર્ષે કોઈક હોય છે. યુરોપના જે પ્રખ્યાત વિજયી વીરો ગણવામાં આવે છે, તેઓ પણ સરખામણી કરતાં સમુદ્રગુપ્તના પરાક્રમોની શ્રેણીમાં આવતા નથી.

છત્તીસગઢ બસ્તર, આન્ધ્ર, કલિંગ વગેરે થોડો જ પ્રદેશો પર સમુદ્રગુપ્તને સેના લઈને ચઢાઈ કરવી પડી. સરહદ પરના અન્ય બધા રાજાઓએ તેમના (સમુદ્રગુપ્ત) પ્રબળ પ્રતાપ સમક્ષ જાતે જ મસ્તક ઝુકાવી દીધાં. તેમને સમ્રાટ તરીકે સ્વીકારવા તે રાજાઓ માટે ગૌરવની વાત બની ગઈ. ત્રિપુરા, કામરૂપ, કુમાઉ વગેરે રાજ્યોએ તેમને પોતાના મહારાજાધિરાજ માન્યા.

પરંતુ ભારતીય ચક્રવર્તી સમ્રાટ ફક્ત વિજેતા હોતા નથી. કોઈ રાજ્યને હરાવીને ત્યાંના લોકોને પરાધીન બનાવવા તે તો ક્રૂરતા માનવામાં આવતી હતી. સમ્રાટ વિજેતા હોવાની સાથે રાજ્ય-સંસ્થાપક હતા. સમુદ્રગુપ્તે હારેલાં રાજ્યો માટે ત્યાંના જ યોગ્ય રાજાઓ નીમ્યા. તેમની ઉદારતા, કીર્તિ અને પ્રભાવને લીધે કાબુલ, સિંહલ જેવા પ્રદેશો તેમજ બીજા બધા ભારતીય દ્વીપોના રાજાઓ તેમને કર ભરતા હતા તથા પોતાનો

સમ્રાટ માનતા હતા. હિમાલયની પેલે પાર ગાંધારથી પૂર્વનાં દ્વીપ-સમૂહો સુધી તેમનું રાજ્ય ફેલાયેલું હતું.

દિગ્વિજય કરીને સમુદ્રગુપ્તે અશ્વમેધ યજ્ઞ કર્યો. દ્વાપર યુગના અંત ભાગમાં જનમેજયે આ યજ્ઞ કર્યો હતો. કળિયુગમાં આવો મહાન યજ્ઞ કરી શકવો તે ઘણું જ કઠિન માનવામાં આવે છે, બધા જ રાજાઓ જેને પોતાનો સમ્રાટ માની લે તે જ આ યજ્ઞ કરી શકે છે અને આ યજ્ઞમાં જે પરિશ્રમ તથા ખર્ચ થાય છે; તેની તો કોઈ ગણતરી જ હોતી નથી. આ સમુદ્રગુપ્તના વૈભવની તથા પ્રભાવની મહાનતા જ હતી કે જેથી તેઓ આ યજ્ઞ કરી શકે.

અદ્વિતીય વિજેતા હોવા ઉપરાંત સમ્રાટ સમુદ્રગુપ્ત આદર્શ રાજા હતા. તેઓ જાતે વિદ્વાન હતા. કાવ્ય અને સંગીતમાં તેઓ અત્યંત નિપુણ હતા. આ ઉપરાંત, તેઓ ભગવાન વિષ્ણુના અનન્ય ભક્ત હતા. જાતે વૈષ્ણવ હોવા છતાં પણ બૌદ્ધ પ્રજા સાથે તેમનો વ્યવહાર ખૂબ જ ઉદાર હતો. તેમની સંમતિથી જ લંકાના બૌદ્ધ રાજાએ બુદ્ધ-ગયામાં એક ‘વિહાર’ બનાવ્યો હતો.

ઉદાર, ન્યાયી, દાની, વીર તથા પ્રજાવત્સલ હોવા સાથે કવિ, સંગીતજ્ઞ તેમજ ભગવત્-ભક્ત એવા પ્રતિભાશાળી નરેશ કોઈ પણ દેશ માટે પણ ગૌરવપ્રદ છે. લગભગ ઈ. સ. ૩૮૦ સુધી સમુદ્રગુપ્તે રાજ્ય કર્યું.

~~■~~

# સમ્રાટ સમુદ્રગુપ્તનો બોધ

સબ વૈભવ વિભુકા વરદાન ।
કરો ન ઉસ પર તુમ અભિમાન ॥
મત ભૂલો પાકર સામ્રાજ્ય ।
વિજય-બડાઈ અથવા રાજ્ય ॥
યે સબ હૈં જિસકે ઉપહાર ।
કરો ઉસીકા તુમ સત્કાર ॥
તુમ સેવક, સ્વામી જગદીશ ।
સમઝો મત અપનેકો ઈશ ॥
તુમકો દી સેવા હૈ પ્રભુને ।
સત્ય યહી સમઝો નિજ મનમેં ॥
ધન, અધિકાર ઔર સબ ભોગ ।
ઈનકા યહી એક ઉપયોગ ॥
લગેં ઉસીકી પૂજા-કાજ ।
તભી સફલ હૈ જીવન સાજ ॥
તુમ તો ઉસકે ગુણગણ ગાઓ ।
ઉસકી સેવામેં સુખ પાઓ ॥
રખો ચિત્ત ચરણોંકે પાસ ।
બનો ઉસી પ્રભુકે શુભ દાસ ॥
નારાયણ વે પરમ ઉદાર ।
કર દેંગે ઈસ ભવસે પાર ॥

~~■~~

# સમ્રાટ હર્ષવર્ધન

થાણેશ્વર એક નાનકડું જ રાજ્ય હતું. ત્યાંના રાજા પ્રભાકરવર્ધને પોતાની પુત્રી રાજ્યશ્રીનો વિવાહ કનોજના રાજા સાથે કર્યો. પ્રભાકરવર્ધનના મૃત્યુ બાદ માળવાના રાજાએ કનોજ પર ચઢાઈ કરી અને રાજ્યશ્રીના પતિને યુદ્ધમાં મારી નાખ્યો. આ સમાચાર સાંભળતાં જ રાજ્યશ્રીના ભાઈ રાજ્યવર્ધન સેના લઈને બહેનની મદદે આવ્યા; કારણ કે પ્રભાકરવર્ધનના મૃત્યુ બાદ તે જ થાણેશ્વરનો રાજા હતો. તેઓએ માળવાના નરેશને તો યુદ્ધમાં હરાવી દીધો; પરંતુ ગૌડ નરેશ શશાંકે તેમને દગો દઈને મારી નાખ્યા.

મોટા ભાઈના મૃત્યુના સમાચાર સાંભળીને હર્ષવર્ધન થાણેશ્વરથી કનોજ જવા નીકળ્યા. તેમની બહેન રાજ્યશ્રી વિંધ્યાચલનાં વનોમાં ચાલ્યાં ગયાં હતાં. જ્યારે શોધતાં શોધતાં હર્ષવર્ધન ત્યાં પહોંચ્યા ત્યારે બહેન રાજ્યશ્રી ચિતા તૈયાર કરીને સતી થવા તૈયાર થઈ હતી. કોઈ પણ રીતે તેણીને સમજાવીને તેઓ કનોજ પાછી લાવ્યા. મંત્રીઓએ હર્ષવર્ધનને કનોજના સિંહાસન પર બેસવાનો અનુરોધ કર્યો, પરંતુ હર્ષવર્ધન પોતાની બહેનનું રાજ્ય લેવાનું સ્વીકાર્યું નહિ. તેઓ રાજ્યશ્રીને જ મહારાણી માનતા રહ્યા અને તેમના સંરક્ષક-સ્વરૂપે શાસનકાર્ય ચલાવવા લાગ્યા.

સતત છ વર્ષો સુધી હર્ષવર્ધને દિગ્વિજય માટે યાત્રા કરી.

કામરૂપથી ઓરિસ્સા સુધીનો પ્રદેશ તેમણે જીતી લીધો. દક્ષિણ દિશાએ નર્મદા નદી તેમના રાજ્યની સરહદ હતી. પરંતુ હર્ષવર્ધનની મહાનતા આ દિગ્વિજયમાં નથી. તેમની મહાનતા તો તેમની પ્રજાવત્સલતામાં, ધર્મનિષ્ઠામાં અને અપૂર્વ ઉદારતામાં છે. વર્ષાઋતુ સિવાય બાકીના આખાય વર્ષમાં તેઓ પ્રજાનાં સુખ-સગવડની માહિતી મેળવવા સંપૂર્ણ રાજ્યભરમાં પ્રવાસ કર્યા કરતા હતા. માત્ર ઘાસની ઝૂંપડીઓમાં તેમનો પડાવ રહેતો, જેથી પ્રજાને અગવડ ના થાય. ચીનના યાત્રી યુવાનચાંગે તેમના વિશે લખ્યું છે—'રાજા રાજ્યમાં સૌથી વધુ વ્યગ્ર વ્યક્તિ હતી. રાજ્યનાં કાર્યો પાછળ તેને શાંતિથી ભોજન કરવાનો અને ઊંઘવાનો સમય પણ ન હતો.'

સમ્રાટ હર્ષની દાનશીલતા તો પ્રખ્યાત છે. દરેક પાંચ વર્ષના અંતરે (કુંભ અને અર્ધકુંભીનો સમય) તેઓ પ્રયાગના ત્રિવેણી સંગમના તટે 'મોક્ષ-સભા' ભરતા હતા. આ સમયે યુદ્ધ-સામગ્રીને છોડીને તેઓ પોતાનું સર્વસ્વ દાનમાં આપી દેતા હતા. ત્યાં સુધી કે શરીર ઉપરનાં વસ્ત્રોનું પણ દાન કરી દેતા અને તે સમયે પોતાની બહેન રાજ્યશ્રી પાસેથી માગીને એક ફાટ્યું-તૂટ્યું જૂનું વસ્ત્ર વિંટાળી લેતા. તેમના દાનમાં બૌદ્ધ, હિન્દુ વગેરેનો ભેદ રહેતો નહિ.

ચીની યાત્રી યુવાનચાંગ સમ્રાટ હર્ષવર્ધનના સમયમાં ભારતમાં આવ્યો હતો. તેણે સમ્રાટ વિશે ઘણું બધું લખ્યું છે. સમ્રાટ બૌદ્ધધર્મી હતા, પરંતુ શિવ તથા સૂર્યની પણ ઉપાસના

કરતા હતા. તેઓએ પોતાના સમગ્ર રાજ્યમાં પશુ-વધ બંધ કરાવ્યો હતો.

સમ્રાટ હર્ષવર્ધન જાતે વિદ્વાન અને કવિ હતા. તેઓએ સંસ્કૃતમાં કેટલાંયે નાટકો લખ્યાં છે. મહાકવિ બાણભટ્ટ તેમના દરબારમાં રહ્યા હતા. તેમણે રાજ્યમાં શિક્ષણ તથા સારવારની યથાયોગ્ય વ્યવસ્થા કરાવી હતી. બૌદ્ધ-વિહાર, મંદિર તથા આશ્રમો વગેરે બધાને તેઓ દાન કરતા હતા.

ઈ. સ. ૬૪૭માં તેઓ પરલોકવાસી થયા. બૌદ્ધ તથા સનાતનધર્મી એવા બધા પ્રજાજનોને સમાનરૂપથી આશ્રય આપવાવાળા આવા શાસકો પ્રજાને પિતા સમાન પ્રિય લાગે છે, એ તો સ્વયં-સિદ્ધ વાત છે.

# સમ્રાટ હર્ષવર્ધનનો બોધ

ધનકા દાન શ્રેષ્ઠ ઉપયોગ ।
દુરૂપયોગ ઉસકા ઉપભોગ ॥

મોક્ષ ત્યાગકા હી હૈ નામ ।
સંગ્રહ લોભ બન્ધકે ધામ ॥

જિસકા કિયા ત્યાગ ઈસ કાલ ।
હુઆ મોક્ષ ઉસસે તત્કાલ ॥

જો કુછ સંગ્રહ કિયે હુએ હૈં ।
ઉસસે હી હમ બઁધે હુએ હૈં ॥

જગકે જન ઉસ પ્રભુકે રૂપ ।
વહ વિભુ હી હૈ નાના રૂપ ॥

સારા ધન ઉસકા હી દાન ।
દિયા ઉસીકો ક્યા અભિમાન ॥

અપના ઉસે સમઝના પાપ ।
ઈસીલિયે મિલતા સંતાપ ॥

દાતા વહી, ન દાતા હૈં હમ ।
વ્યર્થ ગર્વમેં ભૂલે હૈં હમ ॥

હમ તો ઉસકે સેવકમાત્ર ।
બનેં કૃપાકે ઉસકે પાત્ર ॥

ઉસે ન ભૂલેં, કરેં ન મોહ ।
કરે દયામય હમ પર છોહ ॥

~~■~~

# હજરત સુલેમાન

સુલેમાન ઈસ્માઈલ દેશનો રાજા હતો. 'સુલેમાન' શબ્દનો અર્થ થાય છે 'શાંત'. માતા-પિતાએ પુત્રનું આ નામ એટલા માટે રાખ્યું કે તેમના સમયે રાજ્યમાં જે અશાંતિ રહી તે પુત્રના શાસનકાળમાં ન રહે. તેમની આશા સફળ થઈ.

સુલેમાને ચાલીસ વર્ષ સુધી રાજ્ય કર્યું. તેના શાસનકાળમાં દેશની બધી રીતે ઉન્નતિ થઈ. ધન-ધાન્યની ખોટ ન હતી. વિદેશો સાથેનો વેપાર સુલેમાને પુષ્કળ વધાર્યો. કહેવામાં આવતું હતું કે તેના સમયે દેશમાં ચાંદી પથ્થરના ટુકડાની જેમ સુલભ હતી.

સુલેમાન યુદ્ધ કરવાના તથા પોતાના દેશની સીમાઓનો વિસ્તાર કરવાના લોભમાં પડ્યો નહિ. પરંતુ પડોશી રાજ્યો સાથે તેની સંપૂર્ણ મૈત્રી રહી હતી. જરૂર પડ્યે બધા તેને મદદ કરવા તત્પર રહેતા હતા. પ્રજાની સુખ-સમૃદ્ધિ તથા શાંતિની વૃદ્ધિ તરફ તેનું ધ્યાન વધુ રહેતું.

ધર્મની બાબતમાં પણ સુલેમાન ઉદાર વૃત્તિવાળો હતો. પોતાના ધર્મનો કટ્ટર અનુયાયી હોવા છતાં પણ બીજા ધર્મોને માનવાવાળાઓને તે તુચ્છ દૃષ્ટિથી જોતો નહિ. દેશમાં તેણે મોટાં મોટાં ભુવનો અને મંદિરો બનાવડાવ્યાં. તેમાં બીજા ધર્મીઓનાં પણ મંદિરો હતાં.

સુલેમાને ઘણી જ સુંદર-સુંદર જ્ઞાન અને ઉપદેશની વાતો પણ કહી છે. જેમનું લોકો આજે પણ સન્માન કરે છે. આજકાલના વિદ્વાનો એ કહેવા લાગ્યા છે કે સુલેમાનના નામ પર પ્રસિદ્ધ થયેલાં ઉપદેશ-વાક્યો વાસ્તવમાં કોઈ અજ્ઞાત વ્યક્તિના છે અને સુલેમાનના નામે પ્રસિદ્ધ થયાં છે. જે હોય તે, પરંતુ એટલું તો સત્ય જ છે કે સુલેમાન એક યોગ્ય અને ઉદાર શાસક હતો. જે દેશ-કાળમાં રાજાઓ લડાઈ-ઝઘડાઓમાં જ પોતાનું ગૌરવ માનતા હતા, તે સમયે તેણે પોતાના રાજ્યમાં શાંતિ જાળવી અને પડોશી રાજાઓ સાથે સાચી મૈત્રીનો વ્યવહાર નિભાવ્યો.

# હજરત સુલેમાનના જીવન દ્વારા મળતી શીખ

જો કુછ તુમ ઈશ્વરસે પાઓ ।
ઉસમેં હી સંતોષ મનાઓ ॥
ઉસકો ખૂબ સમૃદ્ધ બનાઓ ।
અપના ઉપવન-ભવન સજાઓ ॥
સુખદ શાન્તિકી બેલિ લગાવો ।
પર નિજ ઘર મત છાને જાઓ ॥
કિસી અન્યકી છત ઉતાર કર ।
બસા-બસાયા ઘર ઉજાડ કર ॥
નહીં દૂસરેકા ઘર ખાલી ।
કર અપને ઘર કરો દિવાલી ॥
સતા દૂસરોંકો સુખ પાના ।
અપના વૈભવ માન બઢાના ॥
યહ આશા કરના ભારી ભ્રમ ।
ઐસા સુખ ન કભી સકતા થમ ॥
સ્થાયી સુખ ઔર શાન્તિ વહી હૈ ।
પર-ઉત્પીડન જહાઁ નહીં હૈ ॥
નહીં કિસીકા કુછ હર લેના ।
હો તો ઉસે સ્વયં હી દેના ॥
નહીં કિસીસે વૈર બાઁધના ।
સચ્ચે સુખકી યહી સાધના ॥

~~■~~

# સાધ્વી રાણી એલિજાબેથ

હંગેરીના રાજા એંડ્યુના ઘેર રાજકન્યા એલિજાબેથનો જન્મ ઈ. સ. ૧૨૦૭માં થયો હતો. એને બાળપણથી જ ઈશ્વર સંબંધી વાતો સારી લાગતી અને ગરીબ-ગુરબોંને જોઈને તેનું હૃદય દયાથી ભરાઈ જતું.

સૈક્સનીના ધર્માત્મા રાજા હરમૈનના પુત્ર શ્રીલૂઈની સાથે એલિજાબેથનાં ઈ. સ. ૧૨૨૦માં લગ્ન થયાં. હરમૈનનું મૃત્યુ થયું હતું, એથી રાજકુમાર લૂઈ પોતાની ધર્મશીલા પત્ની એલિજાબેથની સાથે રાજ્યસિંહાસન પર બેઠો. રાજા ક્યાંક જતો ત્યારે એલિજાબેથ પતિ-વ્રત ધર્મ અનુસાર ના તો શૃંગાર કરતી, ના તો સ્વાદિષ્ટ ભોજન કરતી. રાજવંશી કુટુંબીજનો આથી તેની મજાક પણ કરતા રહેતા. એલિજાબેથનો ઈશ્વર પ્રત્યે અસીમ પ્રેમ તથા સરળ વિશ્વાસ હતો. તે સાચા હૃદયથી ઈશ્વરની ઉપાસના કરતી અને દીન, દુ:ખી, દરિદ્ર, પીડિત તથા કુષ્ઠરોગીઓની પોતાના હાથે સેવા કરતી.

એક વખતે ઈ. સ. ૧૨૨૫માં રાજા લૂઈ યુદ્ધ માટે બીજા દેશમાં ચાલ્યા ગયા હતા. તેમની ગેરહાજરીમાં સઘળું રાજ્યકાર્ય ઘણી જ કુશળતાની સાથે એલિજાબેથે સંભાળ્યું. તેમના શાસનમાં પ્રજા ખૂબ જ સુખી થઈ. સંજોગોવશાત્ તે જ સમયે દુષ્કાળ પડ્યો. દયાળુ રાણીએ પોતાના દિયર હેનરી તથા રાજ્યના અન્ય અધિકારીઓએ વિરોધ કરવા છતાં પણ

રાજ્યના બધા ભંડારો ખૂલ્લા મૂકી દીધા. પ્રજાનું બધું દુઃખ નષ્ટ થયું.

રાજા લૂઈ પાછો ફર્યો ત્યારે હેનરી તથા બીજા અધિકારીઓએ રાણી વિરુદ્ધ ફરિયાદ કરી, પરંતુ લૂઈએ પોતાની ધર્મશીલ દયાદ્ર-હૃદયવાળી પત્નીના કાર્યનું સમર્થન કર્યું અને એવું કહ્યું કે 'ઈશ્વરના નામે દુઃખી માણસોને જે કંઈ પણ આપવામાં આવશે, તેનાથી હજારગણું ઈશ્વર આપણને આપશે.'

ઈ. સ. ૧૨૨૭માં લૂઈને ફરીથી યુદ્ધ માટે બહાર જવું પડ્યું. પ્રયાણ સમયે અપશુકન થયા. રાણી ગભરાઈ ગઈ. પરંતુ તેણે પતિને કર્તવ્ય-પાલનના માર્ગથી રોક્યો નહિ. રાજા લૂઈ ગયા. પરંતુ વહાણમાં જ બીમાર પડ્યા અને સ્વર્ગે સિધાવ્યા. આ સમાચારથી રાણીને ખૂબ દુઃખ થયું, પરંતુ આ ઘટનાને ઈશ્વરનો પવિત્ર આદેશ માનીને ઈશ્વર-સેવામાં લાગી ગઈ. એ સમયે તેને ત્રણ સંતાનો હતાં.

લૂઈના મૃત્યુ બાદ હેનરીએ ઘણી જ ક્રૂરતા સાથે રાણીને તેનાં સંતાનો સહિત રાજ્યમાંથી બહાર કાઢી મૂકી. તે સંતાનોને લઈને ચાલી નીકળી. પરંતુ ઈશ્વર પ્રત્યેનો તેનો વિશ્વાસ અટલ રહ્યો. એક સમયે તેને એક ધર્મશાળામાં ભૂંડોના વાડામાં સ્થાન મળ્યું. તે તે જગ્યાએ આનંદથી રહી. છેવટે તેના મામાએ તેને બોલાવી લીધી અને તેને સુખ-સગવડ સાથે આરામથી રાખી.

ત્યાં લશ્કરી અફસરોએ ભય બતાવીને સાધ્વી રાણીને બોલાવી લેવા હેનરીને લાચાર બનાવ્યો. માણસો મોકલવામાં આવ્યા, પરંતુ તે પાછી આવી નહિ. છેવટે તેની સાસુ સોફિયા, હેનરી બધાં ગયાં. એમણે પોતાનાં કરેલાં કૃત્ય પર પસ્તાવો વ્યક્ત કર્યો. સાધ્વી રાણીના મનમાં એમના પ્રત્યે કોઈ દ્વેષ તો હતો જ નહિ, વૈરાગ્ય હતો, પરંતુ તે એમની દીનતા જોઈને પાછી આવી. અહીંયાં આવીને તે મારવર્ગ શહેરના એક નિર્જન સ્થળે પર્ણકુટીરમાં રહીને ઈશ્વરોપાસના તથા ગરીબોની સેવા કરવા લાગી.

ઈ. સ. ૧૨૩૧ના નવેમ્બર મહિનામાં એક રાત્રે તેને ખૂબ જ મધુર સ્વરોમાં આવું સાંભળવામાં આવ્યું–'પ્રિયે એલિજાબેથ! નિત્યધામમાં તારા સ્વાગત માટે તૈયારીઓ થઈ ચૂકી છે, તું જલદીથી આવ.'

એલિજાબેથ તૈયાર જ હતી. તે ઊંચા સ્વરે પ્રાર્થના કરવા લાગી. હાજર રહેલાં નર-નારી જ્યારે રોવા લાગ્યાં, ત્યારે તેમને સમજાવતાં તે બોલી, 'આપ લોકો શાન્ત રહો, મારા દિવ્ય સંગીત-શ્રવણમાં આપ અડચણરૂપ ના બનો.' આટલું કહ્યા પછી જ તે હંમેશ માટે આ મર્ત્યલોકથી વિદાય થઈને પ્રભુના દિવ્યધામમાં પહોંચી ગઈ. એ સમયે તેની ઉંમર ફક્ત ચોવીસ વર્ષની હતી.

~~■~~

## સાધ્વી રાણી એલિજાબેથનો બોધ

ઈશ્વરસે માઁગો વરદાન ।
હે પ્રભુ, યહી દીજિયે દાન ॥

તુમસે પ્રેમ કરુઁ, મૈં કેવલ ।
તુમ હી મેરે તન-મન-ધન-બલ ॥

મેરા કુછ ભી રહે ન ન્યારા ।
સબ કુછ બસ હો જાય તુમ્હારા ॥

પ્રિયતમ મેરે એક તુમ્હી હો ।
તુમ્હરે-જૈસે એક તુમ્હી હો ॥

તુમસે નિત એકાત્મ બોધ હો ।
સર્વ સમર્પણ બિના રોધ હો ॥

હે પ્રભુ ! ઈચ્છા પૂર્ણ તુમ્હારી ।
અન્ય સભી કુછ હો દુખકારી ॥

સબમેં દેખૂઁ રૂપ તુમ્હારા ।
સેવામય હો જીવન સારા ॥

દીન દુખી જનકી સેવા કર ।
તુમ્હેં પ્રસન્ન કરુઁ જીવનભર ॥

પ્રેમ તુમ્હારા હી મેરા ધન ।
પરમ મનોહર અતુલિત શોભન ॥

ઈસ ધનકી નિત ધની રહૂઁ મૈં ।
સદા સેવિકા બની રહૂઁ મૈં ॥

~~■~~

# બાદશાહ અકબર

ઈ. સ. ૧૫૪૨માં અમરકોટમાં ઘણી વિકટ પરિસ્થિતિમાં અકબરનો જન્મ થયો. શેરશાહે દિલ્હી ઉપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો હતો. બાદશાહ હુમાયૂઁને ભાગવું પડ્યું હતું. તેની પાસે અકબરના જન્મ સમયે કંઈ પણ ન હતું. થોડી કસ્તૂરી વેચીને તેણે પુત્ર-જન્મનો ઉત્સવ મનાવ્યો. બાળ અકબરને કંદહારમાં પોતાના ભાઈને ત્યાં છોડીને હુમાયૂઁને ત્યાંથી પણ ભાગવું પડ્યું. ઈરાનથી સૈન્ય લઈને જ્યારે હુમાયૂઁએ કંદહાર પર આક્રમણ કર્યું ત્યારે અકબરને તેના કાકાએ કિલ્લાની દીવાલ ઉપર ઊભો કરી દીધો. જેથી હુમાયૂઁ તોપગોળા છોડી શકે નહિ. અકબરનું બાળપણ ખૂબ જ કષ્ટોમાં વીત્યું.

હુમાયૂઁનું જ્યારે મૃત્યુ થયું ત્યારે જલાલુદ્દીન અકબર ફક્ત તેર વર્ષનો હતો. તેના સંરક્ષક એવા બૈરમખાને પંજાબમાં જ તેને બાદશાહ ઘોષિત કરી દીધો. બૈરમખાને પાણીપતના મેદાનમાં હેમૂની વિશાળ સેનાને હરાવી. આ પ્રકારે દિલ્હી પર અકબરનો અધિકાર થયો. પરંતુ બૈરમખાન હવે અકબરને પોતાના હાથની કઠપૂતળી બનાવી રાખવા ઈચ્છતો હતો. શાસનનું બધું કાર્ય તે જાતે કરતો હતો. ૧૮ વર્ષની ઉંમરે અકબરે બૈરમખાનને 'હજ' યાત્રા માટે મક્કા જવા માટે વિવશ કર્યો અને જાતે જ શાસનનો ભાર સંભાળી લીધો.

અકબરે શાસન સંભાળતાની સાથે જ જે અમીરો તેને બાળક સમજીને વિદ્રોહી બની બેઠા હતા તેઓને દબાવ્યા. વિદ્રોહીઓના દમન સિવાય તેણે રાજ્ય-વિસ્તાર પણ કર્યો. તેને એ ખાતરી થઈ ગઈ કે રાજપૂતોના સાથ અને સહકાર વિના ભારતમાં કોઈ શાસન સુદૃ નહીં બની શકે. રાજપૂતો સાથે મેળ કરવા માટે કેટલાક રાજપૂત રાજાઓની ક્રયાઓ સાથે લગ્ન કર્યાં. રાજપૂતોને તથા અન્ય હિંદુ-વિદ્વાનોને તેણે સૈન્યમાં અને દરબારમાં ઉચ્ચ પદો આપ્યાં. અકબર પછી પણ કેટલીય પેઢીઓ સુધી મોગલ શાસનમાં ઊંચા હોદ્દાઓ પર હિંદુઓ અધિકાર ભોગવતા રહ્યા.

અકબરે ગુજરાત તથા દક્ષિણ ભારત પર અધિકાર સ્થાપિત કરી લીધો હતો. મહારાણા પ્રતાપને બાદ કરતાં રાજસ્થાનના બધા નરેશોએ તેનું આધિપત્ય સ્વીકારી લીધું હતું; પ્રતાપની શૂરવીરતાનું અકબર સન્માન કરતો હતો અને તેણે તેને તંગ કરવાનું બંધ કરી દીધું હતું.

મહાન વિજેતા ઉપરાંત અકબર ઘણો નિપુણ શાસક હતો. રાજા ટોડરમલની દેખ-રેખ નીચે તેણે જમીન-માપણી કરાવીને મહેસૂલ નક્કી કરી દીધું. મહેસૂલની વસૂલાત વખતે નમ્રતાનો વ્યવહાર રાખવાનો તેણે હુકમ આપ્યો. આવી રીતે સૈન્યનું પણ તેણે વ્યવસ્થિત સંગઠન કર્યું.

વિદ્વાનોનું સન્માન અને ઉદાર વ્યવહાર એ બે વાતો અકબરની સૌથી મોટી વિશેષતા હતી. તેના દરબારમાં

વિદ્વાનોનો એક મોટો સમુદાય હતો, જેમાં નવ મુખ્ય હતા અને તેઓ 'નવ રત્નો' કહેવાતા હતા. હારેલા દુશ્મન-સૈનિકોને તેણે ગુલામ બનાવવાનું બંધ કરી દીધું. હિંદુઓ પરનો 'જજિયા' વેરો ઉઠાવી લીધો, જો કે તેના આ સુધારાઓથી મૌલવીઓ ઘણા નારાજ હતા; પરંતુ બાદશાહે પોતાની બહુમતિ સંખ્યાવાળી હિંદુ-પ્રજાને સંતુષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો.

અકબરમાં ધાર્મિક સંકુચિતપણું બિલકુલ ન હતું. તે જિજ્ઞાસુ અને ઉદાર મતવાદી હતો. અનેક ધર્મોના વિદ્વાનોની વાતો ઘણી એકાગ્રતાથી તે સાંભળતો અને તે ઉપર વિચાર કરતો. ધર્મ-ગ્રંથો વંચાવીને તે જાતે સાંભળતો હતો. તે મસ્તકે તિલક કરતો હતો, સૂર્યને નમસ્કાર કરતો હતો અને તુલાદાન આપતો હતો. ધાર્મિક શાસ્ત્રાર્થ માટે 'ઈબાદત્ ખાના' નામનું ભવન પણ તેણે બંધાવી દીધું હતું. કેટલાય ધર્મોના સિદ્ધાન્તો અપનાવીને તેણે 'દીને ઈલાહી' નામનો એક સંપ્રદાય પણ ચલાવ્યો. પરંતુ તે સંપ્રદાય ચાલ્યો નહિ.

ઈ. સ ૧૬૦૫માં અકબરનું અવસાન થયું. આખરી દિવસોમાં પોતાના પુત્ર સલીમ સાથે તેને મનદુઃખ થયું હતું; પરંતુ મૃત્યુના દિવસે સલીમે પિતાની માફી માગી લીધી.

અકબર એક કલાપ્રેમી, બુદ્ધિમાન, સુધારક અને ઉદાર શાસક હતો. તેની ઉદાર નીતિને કારણે તેને પ્રજાનો સ્નેહ પ્રાપ્ત થયો હતો.

~~■~~

# બાદશાહ અકબરનો બોધ

કરો હૃદયકા દ્વાર ન બંદ ।
છોડો ઝૂઠે સબ છલ-છંદ ॥
ભ્રમર સમાન સાર લો સબસે ।
ઉત્તમ બાતેં સીખો અબસે ॥
સબ ધર્મોમેં શુભ સંદેશ ।
હૈ સબમેં ઉત્તમ ઉપદેશ ॥
સાદર સુનો વિચાર ઉનકો ।
ઉત્તમ ગુણ લેના હૈ સબકો ॥
છોડો સબસે વૈર-વિરોધ ।
કરો અકારણ કભી ન ક્રોધ ॥
વીર શત્રુકા ભી સન્માન ।
આદર કરો છોડ અભિમાન ॥
વિદ્વાનોંકા આદર કરના ।
ગુણવાનોંસે સાદર મિલના ॥
વિદ્યા-ગુણ પાનેકે પન્થ ।
હૈ સત્સંગ તથા સદ્ગ્રન્થ ॥
રખ્ખો ખુલે હૃદયકે દ્વાર ।
ગુણ આવેંગે બારંબાર ॥
મિત્ર બનાઓ સબકો સાદર ।
સફલ બનોગે, હોગા આદર ॥

~~■~~

# મહારાણા પ્રતાપ

મોગલ બાદશાહ અકબરે કંદહારથી અહમદનગર સુધીનો પ્રદેશ જીતી લીધો હતો; પરંતુ મેવાડ સામે તેનું કંઈ પણ ચાલ્યું નહિ. મહારાણા પ્રતાપે હિંદુ-ધર્મનું ગૌરવ તેમજ રાજપૂતોની સ્વતંત્રતાનો ધ્વજ ત્યાં સદાયે ફરકતો રાખ્યો.

ઈ. સ. ૧૫૪૦માં રાણા પ્રતાપનો જન્મ થયો હતો. બાળપણથી જ તેમનામાં અદ્ભુત શૌર્ય હતું. તેઓ ખાસ કરીને મહારાણા કુંભાના વિજયસ્થંભની પરિક્રમા કરીને મેવાડની પવિત્ર ધૂળ માથે ચઢાવતા અને દેશને સ્વતંત્ર કરવાની પ્રતિજ્ઞા કરતા હતા, મોગલોને તેઓ વિદેશી માનતા હતા, અને સાચી વાત તો એ હતી કે મોગલ-સૈન્યમાં તથા દરબારમાં અફઘાનોની સંખ્યા અધિક હતી, રાણા સંગ્રામસિંહનું અધૂરું કાર્ય પૂર્ણ કરવું અર્થાત્ દિલ્હી પર સત્તા જમાવી દેશને પરદેશી શાસનમાંથી મુક્ત કરવો એ જ મહારાણા પ્રતાપનું એકમાત્ર સ્વપ્ન હતું.

ઘણા ખરા રાજપૂત રાજાઓએ અકબર સાથે વૈવાહિક સંબંધ બાંધી દીધો હતો. એ જ કારણે અકબરના સેનાપતિ રાણા માનસિંહ જ્યારે મેવાડ પહોંચ્યા ત્યારે રાણા પ્રતાપે તેમની સાથે બેસીને ભોજન લેવાનું સ્વીકાર્યું નહિ. માનસિંહ ગુસ્સે ભરાયા અને દિલ્હી પહોંચ્યા. અકબરને મેવાડ ઉપર ચઢાઈ કરવાનું બહાનું મળી ગયું. માનસિંહ અને યુવરાજ

સલીમને સેનાપતિ નિયુક્ત કર્યા અને તેમની દેખ-રેખ હેઠળ મોટી શાહી સેનાએ મેવાડ ઉપર ચઢાઈ કરી દીધી.

હલ્દીઘાટી નામના સ્થળે મહારાણાએ એ સેનાને રોકી. ઘણું ભયંકર યુદ્ધ થયું. ફક્ત ત્રણ હજાર રાજપૂત સૈનિકોએ વિશાળ શાહી સૈન્ય સામે બાથભીડી. રાજપૂતોના શૌર્ય સામે મોગલ-સેનાના હાંજા ગગડી ગયા. પરંતુ રાજપૂતો ખૂબ જ અલ્પ હતા. ખુદ મહારાણા પ્રતાપ ખૂબ જ ઘાયલ થઈ ગયા હતા. તેમને યુદ્ધથી હઠવું પડ્યું. પોતાની સેના સાથે તેઓ અરવલ્લીના જંગલોમાં ચાલ્યા ગયા. હવે તેઓ એકાએક મોંગલ-સેના પર વારંવાર આક્રમણ કરતા અને તેને (સેનાને) તેઓ હેરાન-પરેશાન કરવા લાગ્યા.

મેવાડના મહારાણાને પોતાની પત્ની, પુત્ર અને કન્યા સાથે વને-વને ભટકવું પડ્યું. ભોજનનું કાંઈ ઠેકાણું નહિ કે ના રહેવાનું ઠેકાણું. પર્વતની ગુફાઓમાં પણ સ્થિરતાથી રહી શકતા ન હતા, વારંવાર સ્થળ બદલવું પડતું હતું. ઘાસને દળીને તેની રોટી બનતી અને તે પણ કોઈ કોઈ વાર તો અડધા ભૂખ્યા રહેવાનો અવસર આવતો. જો મહારાણા અકબરની માત્ર શરણાગતિ જ સ્વીકારી લે તો અકબર તેમને પોતાના પ્રધાન સેનાપતિ બનાવવા તૈયાર હતો, પરંતુ મહારાણાને તો ગુલામી કરતાં મૃત્યુ વહાલું હતું. લાંઘણ કરતાં કરતાં તેમની પુત્રી મરવા પડી, પરંતુ તેઓ પોતાની પ્રતિજ્ઞા પર અટલ રહ્યા.

એ સમયે મેવાડના નાણાપ્રધાન ભામાશાહે પોતાના પૂર્વજોએ ભેગી કરેલી બધી જ ધન-રાશિ મહારાણાના ચરણોમાં સમર્પિત કરી દીધી. તે ધનની મદદથી મહારાણાએ સૈન્ય એકઠું કર્યું અને અકબર પાસેથી અનેક કિલ્લાઓ છિનવી લીધા અને ઉદયપુરને રાજધાની સ્થાપિત કરીને શાસન કરવા લાગ્યા.

રાણાએ પ્રતિજ્ઞા કરી કે ચિત્તોડને સ્વાધીન કર્યા સિવાય તેઓ ધાતુના વાસણમાં ભોજન કરશે નહિ અને પલંગ પર ઊંઘશે નહિ. જીવન-પર્યન્ત તેઓ પતરાળીમાં ભોજન કરતા રહ્યા. ચટ્ટાઈ પર જ તેઓ સૂતા હતા. ઈ. સ. ૧૫૯૭ના જાન્યુઆરીની ૨૯મી તારીખે આ તેજસ્વી તારલાનો અસ્ત થયો. તેમની શૂરવીરતાથી મેવાડની ભૂમિ વીરો માટે વંદનીય બની ગઈ.

~~■~~

## મહારાણા પ્રતાપનો બોધ

અપના પ્રણ હમ પૂર્ણ કરેંગે ।
દેશ-ધર્મકે લિયે મરેંગે ॥
સંકટસે હમ નહિ ડરેંગે ।
હમ અપના કર્તવ્ય કરેંગે ॥
ચાહે વન-વન પડે ભટકના ।
ચાહે જાય સભી કુછ અપના ॥
કિંતુ રહે ગૌરવ સ્વદેશકા ।
માન રહે નિજ ધર્મ વેશકા ॥
યહ જીવનકા કર્મ હમારા ।
હમકો પ્યારા ધર્મ હમારા ॥
નહિ ધર્મકા જિસકો ભાન ।
નહિ દેશકા જિસકો માન ॥
વ્યર્થ બના વહ ધરણી-ભાર ।
ઉસકે વ્યર્થ સભી વ્યાપાર ॥
મરના તો નિશ્ચય સબકો હૈ ।
રહના અમર કહાઁ કિસકો હૈ ॥
ફિર જીવનકા મોહ યહાઁ ક્યોં ?
કાયા પર ફિર છોહ યહાઁ ક્યોં ?
ધર્મ-દેશકા રખ લે માન ।
ધન્ય વહી જગ પુરુષ મહાન્ ॥

~~■~~

# છત્રપતિ શિવાજી

દિલ્હીની ગાદી ઉપર ઔરંગઝેબના બેસતાની સાથે જ દેશભરમાં અસહિષ્ણુતા તથા અત્યાચાર ફેલાવા લાગ્યાં. ઔરંગઝેબ અત્યંત અનુદાર શાસક હતો. તે સમયે દક્ષિણ ભારતમાં સમર્થ સ્વામી રામદાસે તથા સંત તુકારામની વાણીએ એક પવિત્ર ધાર્મિકતાની લહેર વહેવડાવી દીધી હતી.

મરાઠાઓની ભોંસલે જાતિ રાજસ્થાનના સીસોદિયા વંશની જ શાખા છે. આ જ ભોંસલે કુળમાં ઈ. સ. ૧૬૨૭માં શિવાજીનો જન્મ થયો. તેમના પૂતા શાહજી બીજાપુરના મુસલમાન શાસકના જાગીરદાર હતા. શિવાજીની માતા જીજાબાઈ ઘણાં જ ધાર્મિક તથા તેજસ્વી મહિલા હતાં. તેમણે બાળપણમાં જ શિવાજીને રામાયણ તથા મહાભારતની વાર્તાઓ સંભળાવી. દાદાજી કોંડદેવ જેવા નીતિજ્ઞ તેમજ શૂરવીરની દેખ-રેખ નીચે શિવાજીનું પાલન થયું. ઘોડેસવારી શસ્ત્ર-વિદ્યા ઈત્યાદિનું શિક્ષણ મળ્યું. સાથે સાથે ગૌ-બ્રાહ્મણ-પ્રતિપાલન તથા ધર્મ-રક્ષણની પ્રેરણા પણ પ્રાપ્ત થઈ.

શિવાજીએ મરાઠા યુવાનોનું સંગઠન કર્યું. તેમની સેના બનાવીને બીજાપુરના કેટલાક કિલ્લાઓ પર કબજો કરી લીધો. બીજાપુરના સુલતાને અફજલખાન નામના સેનાપતિને સેના સહિત શિવાજી વિરુદ્ધ મોકલ્યો. અફજલખાને શિવાજીને મળવા માટે બોલાવ્યા. તે દગો દઈને શિવાજીને મારવા ઈચ્છતો હતો; પરંતુ શિવાજી તેની ચાલ સમજી ગયા. મળવાના

સમયે જ્યારે તેણે શિવાજીને મારવાનો પ્રયત્ન કર્યો, ત્યારે પોતાના હાથમાં છૂપાવેલા વાઘ-નખથી શિવાજીએ તેનું પેટ ચીરી દીધું.

હવે શિવાજીના સૈનિકો મોગલ-રાજ્ય ઉપર પણ છાપો મારવા લાગ્યા. ઔરંગઝેબે શાઈસ્તાખાન સાથે ઘણી મોટી સેના શિવાજીને કચડી નાખવા મોકલી. શાઈસ્તાખાન પૂના પહોંચ્યો. એક દિવસે અચાનક શિવાજી વેશપલટો કરીને થોડાક સૈનિકો સાથે પૂના પહોંચી ગયા. શિવાજીના આ આક્રમણ સમયે શાઈસ્તાખાનની હાથની આંગળીઓ કપાઈ ગઈ. તે ભાગી ગયો. મોગલ-સૈન્ય વેર-વિખેર થઈ ગયું.

બીજીવાર ઔરંગઝેબે શાહજાદા મુઅજ્જમ તથા રાજા જયસિંહને શિવાજી વિરુદ્ધ મોકલ્યા. શિવાજી હિંદુ-હિંદુઓ આપસમાં લડે તેવું ઈચ્છતા ન હતા. રાજા જયસિંહના કહેવાથી શિવાજીએ દિલ્હી જવાનું સ્વીકારી લીધું. પરંતુ દિલ્હી દરબારમાં ઔરંગઝેબે શિવાજીને બેસવાની બેઠક બાબતે અપમાનિત કર્યા. આ અપમાનને તેઓ સહન ના કરી શક્યા. દરબારમાંથી નારાજ થઈને ચાલ્યા ગયા. ઔરંગઝેબે તેમના તંબુ પર કડક પહેરો ગોઠવી દીધો; પરંતુ યુક્તિ-પ્રયુક્તિથી તેઓ દિલ્હીથી ભાગવામાં સફળ થયા. ફરતાં ફરતાં તેઓ ફરીથી મહારાષ્ટ્ર પહોંચી ગયા. ત્યાં પહોંચ્યા બાદ તરત જ તેમણે યુદ્ધ શરૂ કરી દીધું. પરંતુ રાજા જશવંતસિંહે ઔરંગઝેબ અને શિવાજી વચ્ચે સંધિ કરાવી દીધી. ઔરંગઝેબે તેમને 'રાજા' તરીકે સ્વીકારી લીધા.

ઈ. સ. ૧૬૭૪માં શિવાજીનો સોનગઢમાં રાજ્યાભિષેક થયો. તેમણે 'છત્રપતિ'નો હોદ્દો ધારણ કર્યો. ધીરે ધીરે તેમનું રાજ્ય ગોવા સુધી ફેલાયું. કોંકણ, નાસિક, પૂના વગેરે તેમના રાજ્યમાં શામેલ થયાં. પરંતુ જ્યારે સમર્થ સ્વામી રામદાસજી ભિક્ષાટન કરવા માટે એક દિવસે રાજ-દ્વારે આવી પહોંચ્યા તો શિવાજીએ આખુંએ રાજ્ય ગુરુદેવને ભેટમાં ધરી દીધું. પાછળથી શ્રીસમર્થે સમજાવ્યા પછી તેઓ પોતાને તેમના પ્રતિનિધિ માનીને રાજ્ય-વહીવટ કરતા રહ્યા. રાજ્ય શ્રીસમર્થનું છે, એવું સૂચવવા માટે તેમણે પોતાના ધ્વજને ગેરુઆ રંગનો બનાવી દીધો.

શિવાજીની શાસન-પદ્ધતિ ઘણી સુંદર હતી. તેઓ હિંદુ-મુસ્લિમ પ્રજામાં કોઈ ભેદ-ભાવ રાખતા નહીં. મુસલમાનોને મસ્જિદ બનાવવાની સંપૂર્ણ સ્વતંત્રતા હતી. યુદ્ધ સમયે પણ સ્ત્રીઓની મર્યાદા તેમજ કુરાનના સન્માનનું તેઓ પૂરતું ધ્યાન આપતા હતા. કુરાનની પ્રત મળે તો કોઈ મુસલમાનને બોલાવી આપી દેતા હતા. ઘણા મુસલમાનો તેમની સેનામાં હતા.

ઈ. સ. ૧૬૮૦માં ૫૩ વર્ષની ઉંમરે આ અદ્ભુત વીરનો પરલોક-વાસ થયો. ગૌ, બ્રાહ્મણ અને ધર્મના રક્ષણ માટે શિવાજીનો સઘળો પ્રયાસ હતો. પરંતુ એમનામાં ધાર્મિક-દ્વેષનું નામનિશાન ન હતું. તેઓ મહાન શૂરવીર હોવા ઉપરાંત અતિશય ઉદાર હતા.

# છત્રપતિ શિવાજીનો બોધ

કરેં નહીં હમ અત્યાચાર ।
કિંતુ ઉચિત સંકટ-પ્રતિકાર ॥
ધર્મ ઔર ગૌ-બ્રાહ્મણ - રક્ષા ।
હૈ પુનીત ક્ષત્રિયકી દીક્ષા ॥
પ્રાણ-મોહ હૈ કાયર કરતા ।
નહીં વીર મરનેસે ડરતા ॥
વીર વહી સચ્ચા કહલાતા ।
ધર્મ-હેતુ જો શીશ કટાતા ॥
નહીં સતાતા કહીં કિસીકો ।
દુઃખ ન દેતા કભી કિસીકો ॥
કરતા ધર્મોંકા સન્માન ।
નારી મર્યાદાકા માન ॥
દેખ વિપત્તિ ધર્મ ઔર ગૌ પર ।
અબલાઓંકી મર્યાદા પર ॥
જો મર મિટનેકો તૈયાર ।
વહી ધરાકા હૈ શૃંગાર ॥
ધરકર મનમેં પ્રભુકા ધ્યાન ।
હો કર્તવ્ય શીલ મતિમાન ॥
વહી જગતમેં હુઆ મહાન ।
સભી જગહ પાતા સમ્માન ॥

~~■~~

# ગુરુ ગોવિંદસિંહ

ગુરુ નાનકદેવે હિંદુ-મુસ્લિમોની એકતાનો ઉપદેશ આપ્યો હતો. ભગવત્-ભજન જ શીખ-ધર્મને શરૂઆતમાં અભીષ્ટ હતો. શીખ ગુરુઓને રાજનીતિ સાથે કોઈ મતલબ ન હતો. અકબરના મૃત્યુ પછી શાહજાદા ખુસરો ભાગીને ગુરુ અર્જુનદેવની શરણે આવ્યો. ગુરુએ શરણે આવેલાના રક્ષણને ધર્મ માન્યો. આનાથી ચિઢાઈને જહાઁગીરે તેમને મારી નંખાવ્યા. એનું એ પરિણામ આવ્યું કે અત્યાચારી શાસન સામે પોતાનું રક્ષણ કરવા માટે શસ્ત્ર ધારણ કરવાનું ગુરુઓને આવશ્યક લાગ્યું. ગુરુ હરગોવિંદસિંહે શીખોના સૈનિકોનું સંગઠન કર્યું. શીખો તેમને 'સાચો બાદશાહ' કહેતા હતા. જહાઁગીરે તેમને પણ ૧૪ વર્ષ કેદમાં રાખ્યા. કેદમાંથી છૂટ્યા બાદ પણ મોગલો સાથેના સંઘર્ષમાં તેઓ રચ્યા-પચ્યા રહ્યા.

શીખોના આઠમા ગુરુ હરરાય ઉપર ઔરંગઝેબ ગુસ્સે હતો. તેમના પછી નવમા ગુરુ તેગબહાદુરને તેણે દિલ્હી બોલાવ્યા. પરંતુ તે સમયે તેઓ આસામ ચાલ્યા ગયા. ત્યાંથી પાછા ફર્યા બાદ ગુરુએ કાશ્મીરમાં મુસલમાન શાસકોના અત્યાચારોનો વિરોધ કર્યો. આથી તેમને પકડીને દિલ્હી લાવવામાં આવ્યા અને ભયંકર યાતનાઓ આપી અને ઔરંગઝેબે તેમનો વધ કરાવ્યો.

ગુરુ તેગબહાદુરના પુત્ર ગુરુ ગોવિંદસિહ શીખોના દશમા ગુરુ હતા. તેઓ બાળપણથી શૂરવીર અને તેજસ્વી હતા. તેમનું નિશાન અચૂક હતું. યોદ્ધા હોવા ઉપરાંત તેઓ ઉત્તમ કવિ પણ હતા. પિતાના મૃત્યુનો બદલો લેવા તેમજ અત્યાચારીઓનું દમન કરવા માટે તેઓએ દૈવીશક્તિ પ્રાપ્ત કરવાનો નિશ્ચય કર્યો. ૨૦ વર્ષો સુધી પર્વતોમાં રહીને તેઓએ કઠોર તપસ્યા કરી. તે પછી તેઓએ શીખોને દીક્ષા આપવાની પ્રથા શરૂ કરી. દીક્ષા લેનારને કડા, કેશ, કાંસકી, કચ્છ અને કિરપાણ ધારણ કરવાં પડતાં હતાં. આ દીક્ષિત શીખોનું સંગઠન 'ખાલસા' કહેવાયું. આ પ્રકારે ગુરુ ગોવિંદસિંહે એક ધાર્મિક સંપ્રદાયને ધર્મના રક્ષણ માટે પ્રાણ આપવા તત્પર સૈનિક-જાતિનું રૂપ આપી દીધું.

શીખોની સેનાને સાથે રાખીને ગુરુ ગોવિંદસિંહ ધર્મના રક્ષણ માટે યુદ્ધરત થયા. ઔરંગઝેબે સરહિંદ અને લાહોરના સૂબેદારોને તેમની વિરુદ્ધ મોકલી દીધા. અપાર સેનાની વચ્ચે મુઠ્ઠીભર સૈનિકો ઘેરાઈ ગયા. જ્યારે તેમનો દારૂ-ગોળો પણ સમાપ્ત થઈ ગયો, ત્યારે પરિણામની ચિંતા કર્યા સિવાય શત્રુના ઘેરાવામાંથી કોઈ પણ રીતે નીકળી જવાનો પ્રયત્ન કરવો એ જ હાથમાં હતું, ગુરુ ગોવિંદસિંહ કોઈ પણ પ્રકારે તે ઘેરાવામાંથી નીકળી ગયા; પરંતુ તેમના બે પુત્રોને શત્રુઓએ બંદીવાન કરી લીધા. તે માસૂમ બાળકોએ જ્યારે કોઈ પણ

પ્રકારે ધર્મ-પલટો કરી મુસલમાન બનવાનું સ્વીકાર્યું નહિ, ત્યારે અત્યાચારી શત્રુઓએ તેમને જીવતા જ દીવાલમાં ચણાવી દીધા.

જીવનના અંત ભાગે ગુરુ ગોવિંદસિંહ દક્ષિણ ભારતમાં ચાલ્યા ગયા. તે સમયે ઔરંગઝેબનું મૃત્યુ થઈ ચૂક્યું હતું. ગોદાવરીના કિનારે 'હુજૂર સાહબ'માં જ્યારે ગુરુ ગોવિંદસિંહ આરામ કરી રહ્યા હતા, ત્યારે એક પઠાણે વિશ્વાસઘાત કરીને તેમના પેટમાં કટાર મારી દીધી. આ ચોટના કારણે ઈ. સ. ૧૭૦૮માં તેઓ આ ફાની દુનિયા છોડીને સ્વર્ગવાસી થયા.

# ગુરુ ગોવિંદસિંહનો બોધ

સિક્ખ જાતિ કે ચિહ્ન મહાન ।
કંઘી કચ્છ કર્દ કિરપાણ ॥

સિક્ખ કૌન ? જો શિક્ષા પાવે ।
ઔર ઉસે મનસે અપનાવે ॥

શિક્ષા ક્યા ? મરનેકી શિક્ષા ।
ધર્મ બચાનેકી શુભ દીક્ષા ॥

ધર્મ હેતુ મરને કો તત્પર ।
મોહ જગતકા સભી ત્યાગકર ॥

જો સૈનિક હૈ સાધુ સુજાન ।
વહી સિક્ખ હૈ શૂર મહાન ॥

ધર્મ ન કાયરકા હોતા હૈ ।
કાયર તો નિસદિન રોતા હૈ ॥

ધર્મ ચાહતા હૈ બલિદાન ।
ધર્મ માઁગતા ત્યાગ મહાન ॥

ધર્મ પ્રથમ નિર્ભયતા હી હૈ ।
ધર્મ સદા તત્પરતા હી હૈ ॥

ઉઠો ! જાગો ! હોઓ તૈયાર ।
તુમ પર હી હૈ રક્ષા ભાર ॥

રખો બચાવો ધર્મ મહાન ।
તુમ્હેં બચાયેંગે ભગવાન ॥

~~■~~

# નેપોલિયન બોનાપાર્ટ

ફ્રાંસદેશની નજીક જ કાર્સિકા નામનો એક નાનકડો દ્વીપ છે. અહીંયાં નેપોલિયન બોનાપાર્ટનો જન્મ થયો હતો. નેપોલિયન બાળપણથી જ પરિશ્રમી, ઉત્સાહી અને નિર્ભય હતો. એટલા માટે તેના પિતાએ મરતી વખતે કુટુંબના ભરણ-પોષણની જવાબદારી પોતાના મોટા છોકરાને ના સોંપતા નેપોલિયનને સોંપી. તે સમયે નેપોલિયનની ઉંમર ફકત સોળ વર્ષની હતી. જવાબદારીનું કાર્ય સંભાળવાનું તેનું શિક્ષણ અહીંથી જ પ્રારંભ થયું.

વીસ વર્ષની ઉંમરે તેણે ફ્રાન્સની રાજ્યક્રાન્તિમાં ઝંપલાવ્યું. થોડા જ સમયમાં પોતાની વિલક્ષણ બુદ્ધિ અને અદ્ભુત સાહસને કારણે નેપોલિયન અડચણોને તથા વિઘ્નોને પાર કરતો, ફ્રાન્સનો સૌથી માટો સત્તાધારી બની ગયો. દુશ્મનોની સેના પર એટલા સાહસથી અને વેગથી તૂટી પડતો કે વિપક્ષોને તેની સામે ઊભા રહેવાનું પણ અશકય બની જતું. પચ્ચીસ વર્ષોની અંદર જ તેણે આખા યુરોપને ધમરોળી નાખ્યું. પરંતુ નેપોલિયન એકલો હતો. એની પાસે યોગ્ય શાસકો, સેનાપતિઓ તેમજ નૌકાસૈન્યનો અભાવ હતો. એથી નેપોલિયનનો વિજય લાંબો સમય સુધી ટકી શક્યો નહિ. પરંતુ એથી તેની પોતાની વીરતા અને યુદ્ધ-કુશળતાના ગૌરવ પર કંઈ આંચ આવતી નથી.

તે કોઈ પણ કામને અશક્ય માનતો ન હતો. આત્મવિશ્વાસ અને નિર્ભયતા તેનામાં ભરપૂર હતાં. એથી તે ક્યારેય સંકટોથી ગભરાતો નહિ. ઈજિપ્ત જીત્યા બાદ ફ્રાન્સ પાછા વળતી વખતે તેની પાસે સારાં વહાણો ન હતાં. બીજી બાજુ તેને રસ્તામાંથી જ પકડી લેવા અંગ્રેજોનો નૌકાકાફલો ભૂમધ્ય-સમુદ્રમાં ઘૂમી રહ્યો હતો. પરંતુ તે એક નાનકડી હોડીમાં બેસીને હંકારી ગયો અને હેમખેમ ફ્રાન્સ પહોંચી ગયો.

શૂરવીર હોવા ઉપરાંત નેપોલિયન નિષ્ણાત શાસક અને સાહિત્યમાં પણ રુચિ રાખનારો હતો. પોતાના દેશની શાસન-પદ્ધતિમાં તેણે જે-જે સુધારા કર્યા તથા નવા નવા નિયમો બનાવ્યા, તેમાંથી મોટાભાગના નિયમો અને સુધારા આજ સુધી પાળવામાં આવે છે અને સ્વીકારેલા છે.

# નેપોલિયનના જીવનનો બોધ

હો અદમ્ય ઉત્સાહ જહાઁપર ।
વિમલ કીર્તિકી ચાહ જહાઁપર ॥

મનમેં નિર્ભીકતા અચલ હો ।
ઉદ્યમશીલ શરીર સબલ હો ॥

ફિર કિતની ભી હો કઠિનાઈ ।
ઘોર ઘટા હો સિરપર છાઈ ॥

પર વિપત્તિયોંસે ભય ખાના ।
નહીં વીર જિસને હૈ જાના ॥

જિસને જો ભી ઉદ્યમ ઠાના ।
ઉસકો નહીં અસંભવ માના ॥

તમકી હૈ પરવાહ ન જિસકો ।
મિલા સદા હી રસ્તા ઉસકો ॥

તમકા પર્દા ફટ જાયેગા ।
સ્વાગતકો રવિ ઉગ આયેગા ॥

જીવનકો રણભૂમિ વિચારો ।
કભી ન ઈસમેં હિમ્મત હારો ॥

શત્રુ ખડે હોં ભલે હજારોં ।
ટૂટ પડો, લલકારો, મારો ॥

ઈશ-શક્તિકા લેકર આશ્રય ।
પ્રાપ્ત કરો સબ ઓર સદા જય ॥

~~■~~

# મહારાણી વિક્ટોરિયા

વિક્ટોરિયાનો જન્મ ઈ. સ. ૧૮૧૯ના મે મહિનામાં થયો હતો. તેઓ આઠ મહિનાનાં હતાં ત્યારે તેમના પિતાનું મૃત્યુ થયું હતું. વિક્ટોરિયાના મામાએ તેમના શિક્ષણનું કાર્ય ઘણી કુશળતાથી સંભાળ્યું. તેઓ (વિક્ટોરિયાના મામા) જાતે પણ ઘણા સક્ષમ અને અનુભવી હતા. સાથે સાથે તેઓ પ્રાચીન સભ્યતાના હિમાયતી હતા. વિક્ટોરિયાને કોઈ પણ પુરુષ સાથે એકાન્તમાં મળવા દીધાં નહિ. ત્યાં સુધી કે ઉમ્મર-લાયક નોકર-ચાકર પણ તેમની પાસે આવી શકતા ન હતા. જે સમયે તેઓ શિક્ષકો પાસે ભણતાં તે સમય દરમ્યાન તેમની માતા અથવા ધાય-માતા તેમની પાસે બેસી રહેતાં.

અઢાર વર્ષની ઉંમરે વિક્ટોરિયા ગાદીએ બેઠાં. તેઓ લખે છે કે મંત્રીઓના દરરોજ એટલા બધા રિપોર્ટો આવે છે તથા આટલા બધા કાગળો પર હસ્તાક્ષરો કરવા પડે છે કે તેમને ઘણો જ પરિશ્રમ પડતો હતો. પરંતુ એમાં મને સુખ મળતું હતું. રાજ્યનાં કાર્યો પ્રત્યે તેમનો આ ભાવ છેવટ સુધી ચાલુ રહ્યો. આ કાર્યોમાં તેઓ પોતાનો એકાધિકાર માનતાં હતાં. એમાં તેઓ મામા અને માતાનો પણ હસ્તક્ષેપ સ્વીકારતાં નહિ. લગ્ન થયા બાદ તેઓ પતિને પણ રાજ્યનાં કાર્યોથી દૂર રાખતાં હતાં. પરંતુ ધીરે ધીરે પતિનો પ્રેમ, વિદ્વત્તા અને ચાતુર્ય વગેરે

ગુણોએ તેમના (વિક્ટોરિયા) પર ભારે અસર જમાવી અને તેઓ પતિપરાયણ બનીને પતિની ઈચ્છાનુસાર ચાલવા લાગ્યાં.

પરંતુ ૪૩ વર્ષની ઉંમરે જ તેઓ વિધવા થયાં. વૈધવ્યના દુઃખને સહન કરતાં કરતાં પણ તેઓએ ૩૯ વર્ષ સુધી ખૂબ જ ઈમાનદારી અને ન્યાય સાથે શાસન કર્યું. જે બોજ તેમના શિરે રાખવામાં આવ્યો હતો, તેને પોતાનાં શક્તિ-સામર્થ્ય અનુસાર તેઓ અંત સુધી નિભાવતાં રહ્યાં. કોઈ બીજાની સહાય સ્વીકારી નહિ. એમનામાં બુદ્ધિ-બળ ભલે ઓછું રહ્યું હોય, પરંતુ ચારિત્ર્ય-બળ ખૂબ જ વધારે હતું. પત્ની, માતા અને રાણી એ ત્રણે સ્વરૂપોમાં તેઓએ પોતાનું કર્તવ્ય અત્યંત ઈમાનદારીથી નિભાવ્યું.

ઘરના નોકરો સુધીનો તેમનો વ્યવહાર ઘણો સુંદર હતો. અત્યંત ભારે વૈધવ્ય-દુઃખથી દબાયેલાં હોવાને કારણે બીજાઓનું દુઃખ તેમને તરત જ સ્પર્શી જતું.

રેલવે અને તાર-જેવી ઉપયોગી શોધો તેમના સમયકાળ દરમ્યાન થઈ.

~~■~~

# મહારાણી વિક્ટોરિયાનો જીવન-બોધ

જો કુછ તુમકો કામ મિલા હો ।
ઉસકો યથાશક્તિ નિર્બાહો ॥

અપના બોઝા આપ ઉઠાવો ।
ચલે ચલોગે, કદમ બઢાવો ॥

જો દઢતાસે કદમ ઉઠાતા ।
વહ આગે બઢતા હી જાતા ॥

જો ચલ પડા કમરકો કસકર ।
ચાહે બોઝ બડા હો સિરપર ॥

ઉસકા રસ્તા કટ જાયેગા ।
મંજિલ પર વહ પહુઁચ જાયેગા ॥

ચલનેકા શ્રમ મિટ જાયેગા ।
યશકા ઝંડા લહરાયેગા ॥

ઘિર આવેં ચાહે દલકે દલ ।
દુઃખકે કાલે-કાલે બાદલ ॥

ફિર ભી તુમ કર્તવ્ય ન છોડો ।
હાર માન, હિમ્મત મત તોડો ॥

અપના દુઃખ અવશ્ય છિપાઓ ।
પર-દુઃખકો નિજ દુઃખ બનાઓ ॥

રહો સદા સેવામેં તત્પર ।
કરો સદા પર-હિત જીવન ભર ॥

~~■~~

# મહારાજ રણજીતસિંહ

પંજાબમાં પહેલાં શીખોનું કોઈ રાજ્ય ન હતું. તેઓ નાના નાનાં જૂથોમાં વહેંચાયેલા હતા. આ જૂથોને 'મિસલ' કહેતા હતા. પ્રત્યેક મિસલનો એક સરદાર હતો. મિસલો સિવાય અકાલીઓનું જૂથ હતું, જે ગુરુદ્વારાઓની વ્યવસ્થા કરતું હતું.

રણજીતસિંહના પિતા મહાનસિંહ 'સુકર ચકિયા' નામના 'મિસલ'ના સરદાર હતા. રણજીતસિંહે બાળપણમાં જ યુદ્ધનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. પિતા પછી તેઓ તેમની મિસલના સરદાર થયા. ધીમે ધીમે બીજી ઘણી મિસલો ઉપર તેમણે અધિકાર જમાવી દીધો. ઈ. સ. ૧૭૭૯માં તેઓ લાહોરના રાજા બની ગયા. અમૃતસર પર પણ તેમનો અધિકાર થઈ ગયો.

રણજીતસિંહ ઘણા જ નીતિજ્ઞ નરેશ હતા. તેઓએ પોતાના સૈન્યમાં યુરોપીય અફસરોની ભરતી કરી. સૈન્યને નવાં હથિયારો આપ્યાં. અંગ્રજોની વધતી જતી શક્તિને તેઓએ પિછાણી લીધી હતી. ભારતનો નકશો જોઈને તેઓએ કહ્યું હતું—'એક દિવસે આ બધું લાલ થઈ જશે.' અંગ્રેજો સાથે તેમણે સંધિ કરી લીધી. સતલજ નદી તેમના અને અંગ્રેજોના રાજ્યની સરહદ માની લીધી. આ સંધિ પછી તેમણે મુલતાન, પેશાવર અને કાશ્મીર સુધીનો પ્રદેશ જીતીને પોતાનો રાજ્ય-વિસ્તાર

કર્યો. પશ્ચિમોત્તર સીમા ઉપર મુસલમાનોએ વિદ્રોહ જરૂર કર્યો; પરંતુ તેમને (મુસ્લિમોને) સરદાર હરિસિંહ નલવાએ દબાવી દીધા. રણજીતસિંહે નલવાને પેશાવરનો સેનાપતિ બનાવી દીધો. વાઈસરૉય લોર્ડ વેટિંકને તેમની સાથે સતલજ નદીના કિનારે મુલાકાત ગોઠવી. આ મુલાકાતના ફળઃસ્વરૂપે અંગ્રેજો તથા રણજીતસિંહ વચ્ચે વ્યાપારી કરાર થયા.

રણજીતસિંહના મુખ ઉપર શીતળાનાં ચાઠાં હતાં. શીતળાને લીધે તેમણે એક આંખ ગુમાવી હતી. તેઓ ભણેલા ગણેલા પણ ન હતા. પરંતુ તેઓ સક્ષમ શાસક હતા. તેમની સ્મરણ-શક્તિ અદ્‌ભુત હતી. પોતાના શૂરવીર શત્રુઓનો તેઓ આદર કરતા હતા. તેમના ઉદાર વ્યવહારને કારણે શત્રુઓ પણ મિત્ર બની જતા હતા. તેઓ જાતે સાદગીથી રહેતા હતા. તેમના શાસનમાં ધાર્મિક ભેદભાવ જરા પણ ન હતો. ગરીબમાં ગરીબ આદમીની પણ ફરિયાદ તેમના દરબારમાં સાંભળવામાં આવતી હતી. હિંદુ, મુસલમાનો, શીખો બધા તેમના દરબારમાં ઊંચા હોદ્દાઓ પર કામ કરતા હતા. બધા સંપ્રદાયોના લોકો તેમનો આદર કરતા હતા.

ઘોડેસવારી અને તલવારબાજીમાં રણજીતસિંહ ખૂબ નિષ્ણાત હતા. તેઓ એટલા રૂઆબદાર હતા કે તેમના મુખ તરફ જોવાનું સાહસ કદાચ ભાગ્યે જ કોઈ કરી શકતું હતું. કોહિનૂર હીરો શાહશુજાને તેમના આતંક પરેશાન થઈને જ

તેમને ભેટ આપી દીધો હતો.

ઈ. સ. ૧૮૩૯માં મહારાજ રણજીતસિંહનું મૃત્યુ થયું. તેમના પછી જ તેમણે સ્થાપેલું શીખ-સામ્રાજ્ય અસ્ત-વ્યસ્ત થઈ ગયું. પરંતુ શીખોમાં તેમણે જે એકતા, સંગઠન તેમજ સાહસના ગુણો વિકસાવ્યા હતા, તેનો લાભ તો ઘણા સમય સુધી તેમને પ્રાપ્ત થયો.

# મહારાજ રણજીતસિંહનો બોધ

બલ હૈ બડા સંગઠનકા બલ ।
ઈસકે સદૃશ નહીં કોઈ બલ ॥
બિખરે જન રહતે હૈં દુર્બલ ।
વહી એક હો બનેં મહાબલ ॥
મંત્ર સફલતાકા યહ એક ।
સાહસ સંગ રહે સુવિવેક ॥
હાર ન બૈઠો તુમ ઉત્સાહ ।
સાથ નીતિકા હો નિર્બાહ ॥
અપની શક્તિ દેખકર કામ ।
સંધિ-શત્રુતાકા લો નામ ॥
બનો સફલતામેં મત અંધ ।
બનો નિયમ તજ, મત સ્વચ્છંદ ॥
સંયમ, સહજ સાદગી આવે ।
સભી ન્યાય હમસે શુભ પાવેં ॥
હો વીરોંકા સમુચિત માન ।
કરો ધર્મકા તુમ સન્માન ॥
તજ અભિમાન કરો યદિ કાર્ય ।
વહાઁ સફલતા હૈ અનિવાર્ય ॥
જહાઁ ન્યાય, કર્તવ્ય ઉદાર ।
વહાઁ સહાયક હૈ કર્તાર ॥

~~■~~

# રાણી અહલ્યાબાઈ

જે સમયે મલ્હારરાવ હોલ્કર ગુજરાતનો બળવો શમાવીને પૂના જઈ રહ્યા હતા, તે વખતે પાથરડીમાં તેમણે મનકોજી સિંધિયાની પુત્રી અહલ્યાને જોઈ. આ સુશીલ કન્યા પોતાના ગુણોને કારણે બાળપણથી જ બધા માટે આદર-પાત્ર હતી. મલ્હારરાવજી તેને ઈન્દોર લઈ આવ્યા અને પોતાના મોટા કુમાર ખંડેરાવ સાથે તેનાં લગ્ન કરી દીધાં. આવી રીતે એક ગરીબ ઘરની પુત્રી રાજવધૂ થઈ ગઈ.

અહલ્યાબાઈએ રાજવધૂ હોવાનો કદી પણ ગર્વ કર્યો નથી. તેઓ સાસુ-સસરાની સેવામાં જ સમય વ્યતીત કરતાં હતાં. જન્મથી જ તેમનામાં ભગવાનની ભક્તિ હતી. પૂજા-પાઠની સાથે રાજ્ય-વ્યવસ્થામાં પણ તેઓ પતિ તથા સસરાને મદદ કરવા લાગ્યાં. તેમણે એક પુત્ર અને એક પુત્રીને જન્મ આપ્યો. લગ્નનાં નવ વર્ષો પછી તેમના પતિનું અવસાન થયું. અહલ્યાબાઈ સતી થવા તૈયાર થયાં; પરંતુ સાસુ-સસરાએ તેમને અટકાવી દીધાં. રાજા મલ્હારરાવે શાસનનો બધો ભાર તેમને સોંપી દીધો.

મલ્હારરાવના અવસાન બાદ અહલ્યાબાઈનો પુત્ર રાજા બન્યો; પરંતુ તે ક્રોધી અને ઉતાવળિયો હતો. થોડા જ દિવસોમાં તેનું પણ મરણ થયું. શાસનનો સંપૂર્ણ ભાર અહલ્યાબાઈને સંભાળવો પડ્યો. અને રાજ્ય કારભાર ખૂબ જ કુશળતાથી સંભાળ્યો.

માધવરાવ પેશવાના કાકા રઘુનાથરાવે ઈન્દોર ઉપર પોતાનો અધિકાર સ્થાપવાની યોજના કરી. રાણી અહલ્યાબાઈએ આ સમાચાર સાંભળીને યુદ્ધની તૈયારી કરી અને પેશ્વા માધવરાવને પત્ર લખ્યો. માધવરાવે અહલ્યાબાઈની રાજ્ય વ્યવસ્થાનાં વખાણ કર્યાં. રઘુનાથરાવ સૈન્ય લઈને આગળ તો વધ્યો; પરંતુ અહલ્યાબાઈની વીરતા અને યુદ્ધની તૈયારીઓ જોઈને તેની હિંમત ભાંગી ગઈ. તે કેટલાક દિવસો ઈન્દોરમાં રાણીના અતિથિ તરીકે રહ્યો અને ત્યારબાદ પાછો ફર્યો. આવી જ રીતે ભીલોના બળવાને પણ રાણીએ ખૂબ જ વીરતાથી દબાવી દીધો.

અહલ્યાબાઈ એક આદર્શ હિંદુ વિધવા નારીનું જીવન જીવતાં હતાં. તેઓ સાદાં વસ્ત્રો પહેરતાં, વ્રત-ઉપવાસ કરતાં હતાં અને બ્રાહ્મણો પાસેથી પુરાણોની કથાઓ સાંભળતાં. તેમની દાનશીલતા સર્વત્ર પ્રસિદ્ધ હતી. યાત્રાધામોમાં તેમણે ધર્મશાળાઓ, મંદિરો અને અન્નક્ષેત્રો ખોલાવ્યાં. તેમનો સઘળો સમય પૂજા-પાઠ, પરોપકાર અથવા પ્રજાનાં સંકટો દૂર કરવામાં જ વ્યતીત થતો હતો.

એક સમયે રઘુનાથરાવે યુદ્ધમાં મદદ માટે તેમની પાસે ધન માંગ્યું. રાણીએ ઉત્તર આપ્યો—'મારું સઘળું ધન દાન માટે છે. આપ બ્રાહ્મણ છો, સંકલ્પ વાંચીને દાન લેવા ઈચ્છો તો હું આપવા તૈયાર છું.' રઘુનાથરાવ આ જવાબથી ચિઢાયો અને મોટું સૈન્ય લઈને ચઢાઈ કરી. રાણીએ પાંચસો સ્ત્રીઓનું સૈન્ય

સાથમાં લીધું અને કિલ્લાની બહાર આવીને તેને (રઘુનાથરાવને) પડકાર કર્યો–'આપ રાજા છો, પરંતુ સ્ત્રીઓનું ધન લૂંટવું તે શું આપને શોભાસ્પદ છે ? અમને બધાંને મારીને જ આપ અહીંથી સંપત્તિ લઈ જઈ શકો છો.' રઘુનાથરાવ શરમિંદો બનીને પાછો ફર્યો.

આટલું દાન-પુણ્ય કરવા છતાં પણ રાણીમાં તેનો કોઈ ગર્વ ન હતો. એક વખતે એક બ્રાહ્મણ રાણીની પ્રશંસા કરતું પુસ્તક લખીને તેમની પાસે લઈને આવ્યો. રાણીએ પુસ્તક સાંભળી લીધું. અને 'આમાં વર્ણવેલા ગુણોમાંથી એક પણ ગુણ મારામાં નથી'–એવું કહીને તેમણે તે પુસ્તક નદીમાં ફેંકી દીધું.

દુ:ખીજનોનાં દુ:ખો દૂર કરવાં, પરોપકાર, પ્રજાનું હિત અને દાન–આ જ અહલ્યાબાઈનાં મુખ્ય કાર્યો હતાં. તેમની ઉદારતાને કારણે તેમના રાજ્યની સરહદે આવેલાં પડોશી રાજ્યોના રાજાઓ અહલ્યાબાઈનું સન્માન જાળવતા. મુસ્લિમ શાસકો પણ તેમના રાજ્ય પર ચઢાઈ કરવાનું વિચારતા ન હતા. જ્યારે તેમનો સ્વર્ગવાસ થયો ત્યારે પોતાની સગી માના મરવાથી જે દુ:ખ થાય તેવું દુ:ખ સમગ્ર પ્રજાએ અનુભવ્યું. સમગ્ર ભારતમાં શોક પળાયો.

~~■~~

# રાણી અહલ્યાબાઈનો બોધ

યદિ તુમકો પદ દે ભગવાન ।
કરો વૃથા મત તુમ અભિમાન ॥
સમજો યહ સેવાકા અવસર ।
નમ્ર બનો સબકો દો આદર ॥
યદિ દે તુમકો ધન ભગવાન ।
હૈ વહ પ્રભુ તો કૃપાનિધાન ॥
પર ભૂલો મત તુમ ધન પાકર ।
ભોગોંકે કીચડમેં સનકર ॥
ધનકો કરના હૈ બસ દાન ।
ઈસમેં હી સમઝો કલ્યાણ ॥
ધન પર જો માને અધિકાર ।
વહ હૈ સબસે બડા ગઁવાર ॥
સબ ધનકા સ્વામી જગદીશ ।
તુમ તો ઉસે ઝુકાઓ શીશ ॥
ઉસકી સેવામેં ધન દાન ।
સમઝો નિજ કર્તવ્ય મહાન ॥
પ્રભુને દિયા પુણ્યકા અવસર ।
મત ખોઓ ધોખેમેં આકર ॥
ઉસકી વસ્તુ ઉસીકો દાન ।
રીઝેગા વહ કૃપાનિધાન ॥

~~■~~

# રાણી લક્ષ્મીબાઈ

સંવત ૧૮૧૧ના કારતક મહિનાના કૃષ્ણપક્ષની ચૌદશના દિવસે રાણી લક્ષ્મીબાઈનો જન્મ થયો હતો. એમનું બાળપણ નાના સાહેબ સાથે પસાર થયું હતું. બાજીરાવ પેશ્વાએ તેમના શિક્ષણની વ્યવસ્થા કરી હતી. લખવા-વાંચવા ઉપરાંત ઘોડેસવારી તથા અસ્ત્ર-કુશળતા માટે એમને શિક્ષણ આપવામાં આવ્યું હતું. એમનું બાળપણનું નામ મનુબાઈ હતું. એમના પિતા મોરોપંત તામ્બે અને માતા ભાગીરથીબાઈ બંને અત્યંત ધાર્મિક હતાં. ઝાંસીના રાજા ગંગાધરરાવ સાથે તેમનાં લગ્ન થયાં. પરંતુ લગ્નના થોડા દિવસો પછી રાણી લક્ષ્મીબાઈ વિધવા થયાં.

લક્ષ્મીબાઈને કોઈ સંતાન ન હોવાથી એમણે આનંદરાવ દામોદર નામમા એક બાળકને દત્તક લીધો. જો કે ઝાંસીનું રાજ્ય હંમેશાં અંગ્રેજો માટે વિશ્વાસપાત્ર હતું; પરંતુ તે સમયનો ગવર્નર જનરલ લોર્ડ ડેલહાઉસીએ વિધવા રાણીની વિનંતી પર કોઈ ધ્યાન આપ્યું નહિ. તેણે ઝાંસીનું રાજ્ય ખાલસા કરીને અંગ્રેજી હકુમત હેઠળ લઈ લીધું. રાણી માટે થોડું પેન્શન બાંધી આપ્યું.

અંગ્રેજો દ્વારા થતા અન્યાયનો આટલેથી અંત આવ્યો નહિ. રાણીએ પોતાના દત્તક પુત્રના નામે સાત લાખ રૂપિયા જમા કરાવ્યા હતા. પુત્રના ઉપનયન સંસ્કાર સમયે તેમાંથી

ફક્ત એક લાખ રૂપિયા જ અંગ્રેજોએ સ્વીકાર્યાં. રાજ્ય લઈ લીધું, અને રૂપિયા પણ હડપ કરી લીધા. આમ છતાં પણ રાણી લક્ષ્મીબાઈ શાંત રહ્યાં. તેઓ એક આદર્શ હિંદુ નારીનું જીવન જીવતાં હતાં. પૂજા, પાઠ, જપ, તપ તથા દાન-ધર્મમાં જ તેમનો સમય વીતતો હતો. દરરોજ પ્રાર્થના-પૂજા કરતાં, પુરાણો સાંભળતાં અને દાન કરતાં હતાં. તેમનું જીવન વૈરાગ્યમય હતું.

અંગ્રેજોએ આવા પ્રકારની એક વિરક્ત નારીને પણ ના છોડી. નત્થુ ખાઁ નામના એક ગુંડાના ભડકાવવાથી અંગ્રેજ સૈન્યે રાણીને કેદ કરવા ઝાંસી તરફ પ્રયાણ કર્યું. ધર્મ અને સતીત્વના રક્ષણ માટે રાણી લક્ષ્મીબાઈને શસ્ત્રો ઉઠાવવાં પડ્યાં. ઝાંસીની વફાદાર પ્રજાએ તેમને સાથ આપ્યો. અગણિત અંગ્રેજી સેના ઝાંસીને ઘેરીને પડી હતી. તોપમારાથી ઝાંસીનો કિલ્લો ભડકે બળતો હતો; પરંતુ અંગ્રેજી સેનાના સેનાપતિને પોતાનો વિજય થશે એવો વિશ્વાસ ન હતો. વીરાંગના લક્ષ્મીબાઈના અતુલિત પરાક્રમે સેનાપતિની હિંમત ભાંગી નાખી હતી. તેમણે સંતાઈને હુમલા કરવાનો પ્રારંભ કર્યો. છેવટે લાચાર બનીને ના છૂટકે રાણીને કિલ્લો છોડવો પડ્યો.

અંગ્રેજોની વિપુલ સેના ઘેરો ઘાલીને પડી હતી; પરંતુ લક્ષ્મીબાઈ ઘેરાને ભેદીને બહાર નીકળવામાં સફળ થયાં. અંગ્રેજોના સૈન્યની એક ટુકડી લક્ષ્મીબાઈનો પીછો કરી રહી

હતી. વારંવાર પાછાં ફરીને તેઓ (લક્ષ્મીબાઈ) પીછો કરવાવાળા શત્રુઓનો સફાયો કરતાં હતાં. એકસો બે માઈલનું અંતર કાપીને ઘોડેસવારી પર તેઓ કાલપી પહોંચ્યાં. પરંતુ કમનસીબે કાલપીમાં પણ અંગ્રેજોનો વિજય થયો. ત્યાંથી પણ તેમને ભાગવું પડ્યું.

શત્રુઓએ તેમને ઘેરી લીધાં હતાં. અંગ્રેજોના સૈન્યનો સંહાર કરીને, ઘેરાને ભેદીને ફરીથી તેઓ સફળતાપૂર્વક બહાર નીકળી ગયાં. પરંતુ બે અંગ્રેજ સૈનિકો તેમની પાછળ પડ્યા. માર્ગમાં એક મોટું નાળું આવ્યું અને રાણીનો ઘોડો નાળું કૂદી શક્યો નહિ; અટકી ગયો. પાછળથી શત્રુએ તેમના પર પ્રહારો ક્ર્યા, તેમનું શરીર લોહીથી લથપથ થઈ ગયું; પરંતુ રાણીએ પડતાં પડતાં પણ એ બે શત્રુઓનાં મસ્તક ઉડાવી દીધાં. શત્રુઓને માર્યા પછી તેમનું શરીર શિથિલ પડી ગયું. હાથમાંથી તલવાર છૂટી ગઈ. અને આવાં લોકોત્તર વીર-નારી સદાને માટે ભૂમિ પર ઢળી પડ્યાં.

# રાણી લક્ષ્મીબાઈનો બોધ

ક્રોધ નહીં હૈ હમકો આતા।
ભોગોંસે ન હમારા નાતા॥

યુદ્ધ નહીં હૈ હમકો પ્યારા।
ધર્મ હમારા એક સહારા॥

સહ લેના અપના અપમાન।
સહ લેના ધનકા નુકસાન॥

વ્યર્થ ન ઝગડા લેના મોલ।
પાપ ન લેના જગમેં તૌલ॥

રહના શાન્ત સહન કર લેના।
જગકો ક્ષમા-પાઠ હી દેના॥

કિન્તુ ન કાયર બનના જાનેં।
ભય કો તો પશુતા હી માનેં॥

ધર્મ ઔર મર્યાદા માન।
હમેં સદા પ્રિય પ્રાણ સમાન॥

કોઈ ઈન પર યદિ ચઢ ધાવેં।
તો ફિર હમ ભી શસ્ત્ર ઉઠાવેં॥

યમકે સિરપર બાયાઁ પૈર।
ઠાને યદિ વહ હમસે બૈર॥

પ્રાણ નહીં પ્રિય હૈ, પ્રિય ધર્મ।
શૌર્ય સહજ ક્ષત્રિયકા કર્મ॥

~~■~~

# કૈસર મહાન

કૈસર વિલિયમ બીજો જર્મનીના રાજા હતા. પ્રથમ વિશ્વયુદ્ધ તેમના શાસનકાળ દરમ્યાન થયું. તેઓ ૨૯ વર્ષની ઉંમરે ગાદીએ આવ્યા. એમને બધા પ્રકારની સારી તાલીમ મળી હતી. પોતાના વિશિષ્ટ શિક્ષણને લીધે તેઓની બુદ્ધિ અસાધારણ બની હતી. પોતાની સામે ઉપસ્થિત થતા પ્રશ્નો તેમજ પરિસ્થિતિઓને જલદીથી તેમજ સારી રીતે સમજી લેવાની એમનામાં અદ્‌ભુત ક્ષમતા હતી. ભાષણ આપવાની અદ્‌ભુત કળા એમનામાં હતી. કોઈ પણ વાતને એ રીતે તેઓ કહેતા કે શ્રોતાઓ મંત્ર-મુગ્ધ બની જતા. એમના ગુણોનું એક ખરાબ પરિણામ પણ આવ્યું. લોકો વાત-વાતમાં તેમની પ્રશંસા કરવા લાગ્યા. ધીરે ધીરે તેમને પોતાનાં વખાણ સાંભળવાની આદત પડી ગઈ. અને તેમના પર ખુશામતખોરોનો પ્રભાવ વધતો ગયો.

ગાદી ઉપર આવ્યા પછી કૈસરે જર્મનીની સુસજ્જ સેનાને અધિક સુદઢ તેમજ વિસ્તૃત બનાવી. આમ કરવામાં તેમનો ઉદ્દેશ્ય ફક્ત જર્મનીની પ્રતિષ્ઠા વધારવાનો અને જર્મનીને સુરક્ષિત રાખવાનો હતો. પરંતુ તેમણે જાણી-જોઈને આ બધી તૈયારીઓ યુદ્ધ કરવા માટે કરી હતી એવું માનવું પણ ઠીક

લાગતું નથી. છતાં જ્યારે લડાઈ શરૂ જ થઈ ગઈ તો તેમણે યુદ્ધમાં પણ કોઈ કસર રહેવા દીધી ન હતી.

કૈસર ખૂબ જ આત્મવિશ્વાસુ હતા. પોતાના રાજ-વહીવટમાં બીજાઓનો હસ્તક્ષેપ જરા પણ પસંદ કરતા નહિ. પોતાના પિતાના પ્રસિદ્ધ, જૂના અને જાણીતા પ્રધાન-મંત્રી બિસ્માર્કને પોતાનો સિક્કો જમાવવાના તેના પ્રયાસો જોઈને કૈસરે તેમને તરત જ છૂટા કરી દીધા. તે સમયે ઘણાઓએ અનુમાન કર્યું કે બિસ્માર્ક સિવાય જર્મનીની શક્તિ કુંઠિત થઈ જશે. પરંતુ કૈસરે પોતાની જ યોગ્યતાના આધારે શાસનને તથા વિશ્વયુદ્ધને પણ નિભાવ્યું. એ સાચું હતું કે છેવટે તેમની હાર થઈ; કારણ કે પરિસ્થિતિઓ પર કોઈની પણ પકડ ટકતી નથી. પરંતુ તેમની વીરતા, યુદ્ધ-સંચાલનની કુશળતા તથા સાહસ વગેરે ગુણોની ઉપેક્ષા આપણે કરી શકીએ નહિ.

~~■~~

# કૈસર વિલિયમનો જીવન-બોધ

સબસે ઐસી બોલી બોલો ।
પ્રાણોંમેં મિસ્રી-સી ઘોલો ॥

નહીં કિસીકા જી દુઃખ પાયે ।
જો હી સુને, વહી હર્ષાયે ॥

મુનિયોંને યહ બાત કહી હૈ ।
વશીકરણકા મંત્ર યહી હૈ ॥

જિસકી હોગી બાત સુહાની ।
ઉસકી બાત જાયગી માની ॥

કિંતુ ચાટુકારી મત કરના ।
સદા પ્રશંસાસે નિજ ડરના ॥

અપની માન-બડાઈ સુનકર ।
જો જાતા ઘમંડસે હૈ ભર ॥

ઉસકા હૈ વિવેક મર જાતા ।
અપને હિતકો સમઝ ન પાતા ॥

સ્વાર્થી મિત્ર ઉસે મિલ જાતે ।
ઝૂઠી-સચ્ચી બાત સુનાતે ॥

કેવલ અપના કામ બનાતે ।
આત્મપ્રશંસાકે મદ-માતે ॥

ભૂલ માર્ગ હૈં અપના જાતે ।
નીચે ગિરતે ઠોકર ખાતે ॥

~~■~~

# લેનિન

માત્ર રશિયાના જ નહિ, આ યુગલ મહાન ક્રાન્તિકારી લેનિનનો જન્મ ઈ. સ. ૧૮૭૦માં થયો હતો. તેમના મોટા ભાઈ વિદ્રોહીઓના એક જૂથના સભ્ય હતા. સને ૧૮૯૧માં તે પકડાઈ જવાથી તેમને ફાંસી પર ચઢાવી દીધા. આ ઘટનાએ જ લેનિનના હ્રદયમાં ક્રાન્તિનાં બીજ સ્થાયીરૂપથી સ્થાપિત કરી દીધાં.

લેનિન આમજનતા-ખેડૂતો અને મજૂરોના નેતા હતા. તેઓ જીવનભર તેમની પ્રગતિ માટે અને હકો માટે લડતા રહ્યા. કેવળ રશિયામાં જ ખેડૂત-મજૂરોની સરકાર સ્થાપીને તેઓએ સંતોષ માન્યો નહિ, પરંતુ સારાયે વિશ્વમાં તેઓ ખેડૂત-મજૂરોનું રાજ્ય સ્થાપવાના પ્રયત્નોમાં લાગી ગયા. આજે બધા દેશોમાં લેનિનના સિદ્ધાંતો માનવાવાળાઓની સંખ્યા તીવ્ર ગતિથી વધતી જાય છે. લેનિનના સિદ્ધાંતો પર ચાલવાવાળો દેશ રશિયા આજે દુનિયાનો એક પ્રમુખ અને પ્રભાવશાળી ગણાય છે. એ એક હકીકત છે કે આ પ્રભાવ અને મહત્ત્વ, જ્યાં સુધી ઈશ્વર પરની શ્રદ્ધા વિનાનાં છે ત્યાં સુધી તેનું અનુકરણ યોગ્ય નથી.

લેનિન સ્વભાવથી જ સરળ અને સાદગીપ્રિય હતા. જે

રહેણીકરણી તેમના સામાન્ય જીવનમાં હતી, તે જ રહેણીકરણી દેશના મહાન માનવ બન્યા પછી પણ રહી. તેઓ પોતાના કામમાં એવા ધૂની રહેતા અને પોતાની ધૂનમાં એવા ગરકાવ રહેતા કે શરીર-સંબંધી સુખ-સગવડ પ્રત્યે તેમનું ધ્યાન પણ રહેતું નહિ. તેઓ અથાક પરિશ્રમી હતા. એકીસાથે તેઓ કેટલીય ભાષાના જાણકાર હતા. આ કારણે તેઓ બીજા દેશોમાં પણ પોતાના વિચારોનો સરળતાથી પ્રચાર કરી શકતા હતા. તેમનું શરીર જાણે લોખંડનું બનેલું હતું. પરંતુ તેમના અવિરત પરિશ્રમને લીધે તે શરીર પણ સમય થાય તે પહેલાં જ જર્જરિત થઈ ગયું અને ૫૪ વર્ષની ઉંમરે તેઓએ આ દુનિયામાં પોતાની કીર્તિ-ગાથા છોડીને અહીંયાંથી વિદાય લીધી.

~~■~~

# લેનિનના જીવન-બોધ

દીન-દરિદ્રોંકો અપનાઓ ।
દુખિયોંકો તુમ સુખ પહુંચાઓ ॥
દલિત કિસાન-શ્રમિક બેચારા ।
જિનકા કોઈ નહિ સહારા ॥
જિન પર ઝૂઠી પ્રભુતાવાલે ।
વૈભવ કે મદકે મતવાલે ॥
અત્યાચાર અનેકોં કરતે ।
પશુ-સમાન જો જાતે બરતે ॥
ઉનકી સેવામેં જુટ જાઓ ।
કરમેં ઉનકી ધ્વજા ઉઠાઓ ॥
મત વિપત્તિયોંસે ઘબરાઓ ।
ધીર-વીર હો ક્યોં રુક જાઓ ॥
બાધાઓં પર પગ દે આઓ ।
અપના લક્ષ્ય દેખતે જાઓ ॥
જબ તક ઈસ શરીરમેં બલ હો ।
ક્યોં ઈસકા શોણિત શીતલ હો ॥
થકતે હોંગેં પથિક ઔર હી ।
હમને અપ પહુંચ ઠૌર હી ॥
દમ લેંગે, વિશ્રામ કહાઁ હૈ ।
સેવાવ્રત નિષ્કામ જહાઁ હૈ ॥

~~■~~

જે ક્રોધમાં આવીને અથવા કોઈક વાતે દુઃખી થઈને આત્મહત્યા કરી લે છે, તેને દુર્ગતિ મળે છે. અર્થાત્ ભૂત-પ્રેત-પિશાચ બની જાય છે. આત્મહત્યા કરવાવાળો મહાપાપી હોય છે. કારણ કે આ મનુષ્ય-શરીર ભગવાનની પ્રાપ્તિ માટે જ મળ્યું છે; તેથી ભગવાનની પ્રાપ્તિ ના કરતાં પોતાના જ હાથે મનુષ્ય-શરીરનો નાશ કરવો તે મહા પાપ છે, અપરાધ છે, દુરાચાર છે. દુરાચારની સદ્ગતિ કેવી રીતે થાય ? તેથી મનુષ્યે કદી પણ આત્મહત્યા કરવાનો વિચાર મનમાં આણવો જોઈએ નહિ.

**—દુર્ગતિસે બચો નામના પુસ્તકમાંથી**

બદલો લેવાની ભાવના આપણી ગલતી છે, ભૂલ છે. તે તો આપણાં કર્મોનું ફળ ભોગવડાવીને આપણને પવિત્ર કરે છે. તેથી જો આપને બદલો ચૂકવવો હોય તો સૌથી પ્રથમ તેની સેવા કરો. જે દુઃખ આપવાનો પ્રયત્ન કરે છે, તે (પાપોનું ફળ ભોગવાવીને) આપને શુદ્ધ કરી રહ્યો છે; આપનો ઉપકાર કરી રહ્યો છે. તેનો બદલો લેવો હોય તો પોતાના તન-મનથી, વચનથી, ધનથી, વિદ્યાથી, યોગ્યતાથી, પદથી, અધિકારથી તેની સેવા કરો, તેને સુખી બનાવો.

**—નિત્યયોગકી પ્રાપ્તિ નામના પુસ્તકમાંથી**

ગૃહસ્થે ઇચ્છવું જોઈએ કે તે ધન કમાવા કરતાં બાળકોનાં ચારિત્રનું ધ્યાન વધારે રાખે. કારણ કે કમાયેલાં ધનનો ઉપયોગ બાળકો જ કરશે. જો બાળકો બગડી જશે તો ધન તેને વધારે બગાડશે. આ બાબતે સજ્જનોનું કહેવું છે –'પૂત સપૂત તો ક્યોં ધન સંચૈ ? પૂત કપૂત તો ક્યોં ધન સંચૈ ?' અર્થાત પુત્ર સપૂત હોય તો તેને ધનની કમી રહેશે નહિ અને કપૂત હશે તો એકઠું કરેલું સઘળું ધન નષ્ટ કરી દેશે, તો પછી ધનનો સંગ્રહ શા માટે કરે ?

**—ગૃહસ્થમેં કૈસે રહેં નામના પુસ્તકમાંથી**

'સાત્ત્વિક આચરણ અને ભગવાનની પવિત્ર ભક્તિથી અંતઃકરણની શુદ્ધિ થવાથી જ્યારે ભ્રમ ભાંગી જાય છે, ત્યારે સાધક કૃત-કૃત્ય થઈ જાય છે.'

'ભગવાન ગુણાતીત છે, ખરા-ખોટા બધા ગુણોથી યુક્ત છે, અને કેવળ સદ્‌ગુણ-સંપન્ન છે.'

'ભગવાન જેવી ઇચ્છા કરો તેવા, જ્યારે ઇચ્છો ત્યારે, જ્યાં ઇચ્છો ત્યાં, જે સ્વરૂપે ઇચ્છો તે સ્વરૂપે પ્રગટ થાય છે.'

'ચરાચર બ્રહ્માંડ ઈશ્વર છે, તેની સેવા ઈશ્વરની સેવા છે. સંસારને સુખી કરવો તે પરમાત્માને સુખ પહોંચાડવા બરાબર છે.'

'નિષ્કામભાવથી પ્રેમપૂર્વક વિધિસહિત જપ કરનારો સાધક ખૂબ જ ઝડપી સારો લાભ મેળવી શકે છે.'

'કઠિનમાં કઠિન સંકટ સમયે પણ વિશુદ્ધ પ્રેમભક્તિ અને ઈશ્વર-સાક્ષાત્કાર સિવાય અન્ય કોઈ પણ સાંસારિક વસ્તુની ઇચ્છા, માગણી અથવા કામના કદાપિ કરવી જોઈએ નહિ.'

'ભગવાન પ્રત્યે સાચો પ્રેમ હોવો તથા ભગવાનની મનમોહિની મૂર્તિનાં પ્રત્યક્ષ દર્શન મેળવવામાં વિશ્વાસ જ મૂળ કારણ છે.'

'નિરાકાર-સાકાર બધાં એક જ તત્ત્વ છે.'

'તે સર્વજ્ઞ, સર્વવ્યાપી, સર્વગુણ-સંપન્ન, સર્વસમર્થ, સર્વસાક્ષી, સત્‌, ચિત્‌, આનંદઘન પરમાત્મા જ પોતાની લીલાઓ દ્વારા ભક્તોના ઉદ્ધાર માટે જુદાં જુદાં સ્વરૂપો ધારણ કરીને અનેક લીલાઓ કરે છે.'

'તે પરમાત્માને શરણે થવું તે સાધકનું કર્તવ્ય છે, શરણે થયા બાદ તો પ્રભુ જાતે સઘળો ભાર સંભાળી લે છે.'

**—અમૂલ્ય વચન નામના પુસ્તકમાંથી**